# અર્દાવિરાફ નામું, બેતોમાં.

ઐતિહાસિક પ્રસ્તાવના તથા ઘણીએક ખોલાસાવાર નોંધો સહિત.



કર્તા—

જેહાંગીર બરજોરજી સંજાણા,

બી. એ.

# અર્દાવિરાફ નામું.

(બન્ને ભાગો)

—:o:—

ગુજરાતી બેતમાં.

(એ નામાંની ઉત્પત્તિ અને મકસદ તથા શાહ અર્દશીર બાબેકાનનાં રાજ્યનું મહત્વ અને જરથોશ્તી દીનની મહાનતા, વિગેરે, બાબતો ઉપરની પ્રસ્તાવના, તથા ઘણીએક જાણવા લાયક ખોલાસાવાર નોંધો સહિત).

કર્ત્તા—જેહાંગીર બરજોરજી સંજાના, બી. એ.,

સેક્રેટેરીઅટનાં રેવીન્યુ ને ફીનેન્શીઅલ ડીપાર્ટમેન્ટોના માજી વડા સુપ્રીન્ટેન્ડન્ટ, પુના શેહેરના માજી ઑનરરી મેજીસ્ટ્રેટ, વાડાસીનોર સ્ટેટના માજી દીવાન, ઇત્યાદિ.

કિંમત રૂ. ૧ાા

મુંબઇ.

૧૯૨૮.

**મી. જેહાંગીર બરજોરજી સંજાના કૃત**

**ગુજરાતી ચોપડીઓ :—**

અર્દાવિરાફ નામું, ગુજરાતી એતમાં

કવિ ફીરદોસી તુસીનો જન્મવૃતાંત.

કાવ્ય સંગ્રહ.

દીલખુશ વાર્તાઓ.

મહાન જરથોસ્તી ધર્મ, ભાગ પેહેલો.

મહાન જરથોસ્તી ધર્મ, ભાગ બીજો.

ગુલઝારે પારસ.

# સાંકળીયું.

—:o:—

# The Prophet Zarthushtra.



In ancient Bactria, in a far-off age,
Flourished Zarthustra, Prophet, Saint and Sage.
"Hark ye," said He, "who come from far and near,
Judge well and know the One without a peer;
Reject ill counsels, and Untruth abjure;
Keep holy Fire ablaze, so ye be pure;
To reach Hormazd Ashoi 's the only way;
Choose right, else ye might wail 'Alackaday!'
For sake of Righteousness ye righteous be;
The path to Grothman is through Purity."

(*J. B. Sanjana*).



## The Sacred Fire.



O Mazda's Puthra, radiant sacred Fire!
Mayst thou with lofty thoughts my mind inspire!
Oh brighten up my home and do impart
High courage and pure joyance to my heart!
To us, the Behter Din's Associates,
Thou art a symbol and a mystic sign:
Thou signifiest the Energy Divine,
Which, whilst consuming, cleans and re-creates.

(*J. B. Sanjana*).

---

## આભારના બે બોલ.

માહારા ખયરખાહ માનવંત મિત્રો શેઠો સર હોરમસજી તથા કયકોબાદ કાવસજી દીનશાહ, નૌશેરવાનજી નાનાભાઇ ભોમ્સિ, નૌશેરવાનજી સો. ગઝદર તથા માણેકજી પે. ભરૂચા માહારાં આ પુસ્તકને તથા આગળાં પુસ્તકોને કિમતી આસરો આપી માહારી જરથોસ્તી સાહિત્યતણી નાકેશ સેવાને ઉત્તેજન આપતા રહ્યા છે તે માટે એ સાહેબોનો અંતઃકરણથી ઉપકાર માનું છું. વળી પૂર્વ અને પશ્ચિમના જે ઓલ્માઓ અને લેખકોના ગ્રંથોનો મેં આ પુસ્તક બનાવવામાં ઉપયોગ કીધો છે, તેમજ વિદ્વાન વક્તા શેઠ જે. જ. વીમાદલાલે આ પુસ્તકના બીજા ભાગની પ્રસ્તાવના લખી છે, તે માટે એ સર્વે સાહેબોનો ઉપકાર માનું છુ.

નેક નામદાર સર જમશેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડના માનવંત ટ્રસ્ટી સાહેબો, મુંબઇની જરથોસ્તી જશન કમિટી, તથા જરથોસ્તી ભાઇબંધ મંડળી, જેઓએ આ કમતરીન કલમથી લખાતી કેતાબોને આશ્રય આપ્યા કીધો છે, તેઓનો પણ આભાર માનવાની હું આ તકે રજા લઉં છું.

કર્ત્તા.

# પ્રસ્તાવના.

——:o:——

## શાહ અર્દશીર બાબેકાનની પ્રબળતાથી પારસી શેહેનશાહાતની ફરી સ્થાપના.

હખામની વંશના છેલ્લા પાદશાહ દારાએ દારાબને એલેકઝાંદર ધી ગ્રેટે ઇ. સ. પુ. ૩૩૦ના સાલમાં હરાવ્યા પછી ઇરાનમાં યુનાની અમલ ૬૦ વરસ સુધી ચાલ્યો. યુનાનીઓને ઇ. સ. પુ. ૨૫૦માં પારથ્યાના સરદાર અરસ અથવા અસ્કે હરાવ્યા, અને ઇરાનમાં પારથીઅન અમલ શરૂ થયો. છેલ્લા પારથીઅન શેહેનશાહ આર્તાબાન (અર્દવાન) ની ફોજમાં અર્દશીર બાબેકાન (Artaxerxes) બહુ બહાદુરી ભરી સેવા બજાવતો હતો. પરંતુ ઉમદા લશકરી સેવાઓનો બદલો રાજપતિઓ તરફથી ઘણીએક વેળા અપકારથી વાળવામાં આવે છે; અને તે રવેશ અર્દશીરના બાબમાં પણ થવા પામ્યું. શેહેનશાહ આર્તાબાને તેને દેશપાર કાહાડયો. અર્દશીર જે આગળાં પારસી બાદશાહી વંશથી ઉતરી આવેલો હતો, તેણે ઇરાનની ગાદી ઉપર પોતાનો હક ઉઠાવ્યો અને ઇરાની મુલ્કને પારથીઅન ઝુસરીમાંથી મુકત કરવાનો સાહસ ઉપાડયો. ત્રણ મહા લડાઇઓમાં પારથીઅનોએ એના હાથ ઉપર શિકસ્ત મેળવી, અને છેલ્લી લડાઇમાં આર્તાબાન કપાઈ મુવો. ખોરાસાન પ્રાંતનાં બલ્ખ શેહેરમાં એક મોહોટી મજલીસ ભેગી થઈ અને અર્દશીરને બાદશાહ તરીકે કબુલ કરવામાં આવ્યો. અર્દશીરે શાહોના શાહનો ખેતાબ ધારણ કીધો. ડીકલાઇન ઍન્ડ ફૉલ ઓફ ધી રોમન એમ્પાયર નામનાં અમર ઇતિહાસમાં ગીબન લખે છે કે આ ભપકાદાર ખેતાબથી અર્દશીર બાબેગાનનું મગજ ગરૂરીથી પ્રફુલ્લિત નહિ બન્યું, પરંતુ એને પોતાની ખરી ફર્ઝગુઝારી તરફ વધારે ઉલટમંદ બનાવ્યો, અને મહાન શેહેનશાહ કુરૂસ (સાઇરસ ધી ગ્રેટ)નાં રાજ અને દીનને એક વાર ફરીથી તેમનાં આગળાં મહત્વ ઉપર ચડાવવાને એનાં જીગરને પૂર્ણ આતુર બનાવ્યું.

અરસાસાઇડ (પારથીઅન) અમલ વખતે એ બાદશાહી વંશના ઘણાએકો જેઓને ક્ષત્રપો તરીકે જુદા જુદા પ્રાંતોના વડા નેમવામાં

આવેલા હતા, તેઓ ત્યાંના કુલ મુખ્તિયાર રાજકર્ત્તા જેવા થઇ પડયા હતા. એ બધાને અર્દશીર બાબેકાને પોતાનાં પુરી તાલીમ આપેલાં જોરેમંદ લશકરની જાતે સરદારી લઇને હાર પર હાર આપી. તેઓની મજબુતમાં મજબુત કીલ્લેબંદીઓ એણે જમીનદોસ્ત કીધી, અને પોતાના દસ્તનો ડર બેસાડી, સઘળે પોતાની રાજસત્તા સ્થાપી તથા તમામ મુલ્કમાં શાંતિ પંહરાવી.

## શાહ અર્દશીરે રોમના શેહેનશાહ ઉપર મોકલાવેલો પેગામ.

હવે અર્દશીરે રોમનો પાસેથી તેઓના અમલ તળેનો બધો એશીયાટીક મુલ્ક પોતાનાં રાજમાં જોડી નાખવાનો સાહસિક કસદ કીધો. રોમના શેહેનશાહ એલેકઝાંડર સીવેરસ ઉપર એણે પેગામ મોકલ્યો કે છેક પ્રોપોન્તીસ અને ઇજીઅન સમુદ્ર સુધીનો એશીયા ખંડનો મુલ્ક મહાન કુરૂસે જીતી લીધો હતો અને તે લાંબી મુદત સુધી એના ગાદીવારસોના કબજામાં હતો; કેરીઆ તથા આયો-નીઆનો અમલ એઓના ક્ષત્રપો હસ્તક એઓ ચલાવતા હતા, તથા ઇથીયોપીઆ સુધીના આખા મીસર દેશે એઓની રાજસત્તા સ્વીકારી હતી; એમના હકો લાંબી મુદ્દત વેર બીજાઓએ પચાવ્યા હતા, પણ તે હકો કંઇ નાબુદ થયા નથી; અને હવે જ્યારે માહારા જન્મસિધ્ધ હકની રૂએ, તેમજ માહારી ફતેહમંદ બહાદુરીથી, હું ઇરાની તાજથી તાજદાર થયો છું, ત્યારે માહારી પ્રથમ ફરજ છે કે અમારાં આગળાં રાજ્યની હદો અને તેની જાહોજલાલી માહારે પાછાં સંપાદન કરવાં; વાસ્તે હું, મહા રાજપતિ, રોમનોને ફરમાવું છું કે માહારા ન્યાગાનોના બધા પ્રાંતોમાંથી તેઓએ ઉઠાંગરી કરી જવી, અને એશીઆની શેહેનશાહાત અમો પારસીઓને સ્વાધીન કરી દઇ, રોમનોએ યુરોપની માલેકી ઉપર સંતોષ પકડવો. ઇરાનીઓ માંહેલા સૌથી કદાવર અને ખુબસુરત ચારસો જવાનમર્દો હસ્તક શેહેનશાહ અર્દશીરે આ હિંમતવાન પેગામ રોમના શેહેનશાહ ઉપર રવાના કીધો, કે જે જવાનમર્દોના શોભીતા તેજી ઘોડાઓ તથા મૂલ્યવાન પોશાકો તેઓના માલેક તે શાહોના શાહ અર્દશીરની મોહોટાઈ તથા ટેક દર્શાવનાર હતા.

આ પેગામ પછી રોમન અને ઇરાની રાજ્યો વચ્ચે ઘણાં વર્ષો સુધી મહા યુધ્ધ ચાલ્યું, જેમાં અર્દશીરે તથા તેની પછી ગાદીએ આવનાર શાહપુરે ભારે વિખ્યાતિ મેળવી.

## જરથોશ્તી દીન પગ ભર બનાવવાની શાહની ખાહેશ.

ઇરાનીઓની આગળી રાજસત્તા અને જાહેોજલાલી પાછી સ્થાપિત કરવાની નેમ અર્દશીર બાબેકાન ધરાવતો હતો, તેમ એની બીજી મહા સ્તૂત્ય નેમ આપણી પવિત્ર જરથોસ્તી દીન પાછી પગભર બનાવવાની તથા જે જે લોકોનાં આકીન, પરાયા અમલના સંજોગે, ધીલાં બની ગયાં હતાં તે પાછાં સાબુત અને ઓસ્તવાર બનાવવાનીહતી.

પહેલી નેમ પુરેપુરી બર લાવી, તમામ રાજ્ય ઉપર પોતાનો દસ્ત બેસાડી, પોતાની બીજી મહા શુભ નેમ પાર ઉતારવા ઉપર શાહે હવે લક્ષ પોહોચાડયું. એણે પ્રથમમાં એક મજલીસ બોલાવી, જ્યાં પાક જરથોસ્તી દીનમાં પુરા પ્રવીણ ચાલીસ હજાર ધર્મગુરૂઓ અને ઓલમાઓ એકઠા થયા. એ અશો અને વિદ્વાન નરો આગળ શાહે એક ભાશણ કરી તેમના સમક્ષ પોતાનાં દીલની ખાહેશ રજુ કરી કે તેઓએ પોતપોતામાંથી એક એવો ચુનંદો ચુંટી કહાડવો કે જે અશોઇ તથા જ્ઞાનમાં સર્વેથી આલા હોય અને જે દીન આઇનને લગતાં જે જે શાસ્ત્રો બચી ગયાં હોય તે તેની વેરવીખેર હાલતમાંથી શોધી કહાડે અને એવું કરે કે જેથી કોમમાંથી મતભેદ, પાખંડ, અને ગુમરાહી નાબુદ થાય અને આલમની શ્રધ્ધા આપણી પાક દીન ઉપર પાછી મજબૂત થવા પામે.

તે ચાલીસ હજાર મોબેદો અને દસ્તુરોએ પાદશાહનો સખુન માથે ઉઠાવી, પોત પોતામાંથી ચાર હજાર વિદ્વાનોને ચુંટી કાહાડયા. શાહે એ ચાર હજારમાંથી ફરી ચુંટણી કરવા કહી, તે ઉપરથી ૪૦૦ જણા ચુંટાયા જેઓ સર્વે અશો તથા ખબરદાર અને પાક અવસ્તાના ભેદોના જાણનાર હતા. શાહે ફરી પાછી ચુંટણી કરવા કેહેતાં ૪૦૦માંથી ૪૦ ચુંટાયા, જે ચાલીસમાંથી પછી સાત ચુંટાઇ કહાડાયા કે જેઓ પાક અને ખરી નેક ખસલતવાળા હતા તથા જેઓએ સવાબના માર્ગ ઉપરજ રહીને આખી તેમની જીંદગાનીમાં સ્વપ્ને વટીક

કશું પાપ કીધેલું નહીં. એ સાતે પોતપોતામાંથી હવે એકલા અશો અર્દાવિરાફની ચુંટણી કીધી, અને શાહને જણાવ્યું કે આ ભલો દીનઆગાહ દસ્તુર મોઝેઝ મારફતે જરથોસ્તી ધર્મનાં સર્વોત્તમપણાની કુલ આલમને ખાતરી કરી આપશે.

તમામ દરબાર અને સરદારો તથા સઘળા મોબેદોને સાથે લઇ શાહ આદરફરોબાહનાં પાક આતશબેહેરામમાં ગયો. અર્દાવિરાફે ગોશલ કરી બદન પાક કીધું, પછી સુધ્ધ સફેદ પોશાક પેહેરી, મોંહ પર સફેદ પદાન બાંધી, મઝદયસ્ની રીત મુજબ આતશના પાક કેબલાને નમન કીધું. પેલા ૭ મોબેદો સાથે તે એકલો આતશબેહેરામમાં રહ્યો ; અને બાકીના મોબેદ સાહેબો, પાદશાહ પોતે, તથા તેના સરદારો બહાર ચોકી કરતા રહ્યા કે આ પવિત્ર કામમાં તેને કોઈ તરફથી કશી તરેહની ખલલ પોહોંચે નહી.

બંદગી કીધા બાદ અર્દાવિરાફે એક તખ્ત પર આરામ કીધો, ઈજેલા હોમ-રસની જામમાંથી ત્રણ પ્યલાં ભરીને તેમાંથી એક પ્યલું તેના સાથીઓએ તેને 'હુમત' બોલીને પીવા આપ્યું, બીજું પ્યલું 'હુખ્ત' બોલીને આપ્યું, તથા ત્રીજું 'હવરશ્ત' બોલીને આપ્યું. આ પીધા પછી તે ઉંઘમાં પડયો.

સાત દિવસ અને રાત ખતમ થતાં અર્દાવિરાફ પાછો હોશમાં આવતો જણાયો. એનું રૂહ એનાં બદનમાં પાછું દાખલ થતાં, એ ઉઠી બેઠો જાણે કે તે એક ખુશ નિંદમાંથી બેદાર થયો હોય. શાહ નામદારે અંદર આવી તેને ઘણીએક મુબારકબાદી આપી અને કહ્યું કે "ઓ પહરેઝગાર આથ્રવન ! જે જે તું મીનોઈમાં જોઇ આવ્યો હોય તેનું બયાન કર." અર્દાવિરાફે કહ્યું "ઓ શાહ ! અપવાસના સબબે હું બીલકુલ થાકી ગયો છું ; ભુખ્યા અને તરસ્યા આદમીને ખોરાક આપવો એ પેહેલું કામ છે ; જમ્યા બાદ હું જે જે જોઇ આવ્યો છું તેનો સવિસ્તર અહેવાલ હું સંભલાવીશ."

દસ્તુરોએ વિરાફ આગળ સ્વાદિષ્ટ ખાણું હાજર કીધું, જે બાજ ધરીને એ જમ્યો.

હોમ-રસ પીધા પછી દાદાર હોરમઝદની ભક્તિમાં એણે કેમ પોતાનું ધ્યાન એકાગ્રચિત કીધું, પછી એનો પ્રાણ કેમ બદનમાંથી

છુટો થતો લાગ્યો, અને મિનોઇ જગતમાં તે કેમ જઇ લાગ્યો તથા તેણે ત્યાં સરોશ અને આદર યઝદોની પાસ્બાની હેઠળ શું શું જોયું ને શું શું સાંભળ્યું, તેનું વિગતવાર બ્યાન વિરાફે નવીસંદા* પાસે લખાવ્યું.

નામદાર શેહેનશાહ અર્દશીર બાબેકાને આ સવિસ્તર અહેવાલ સોનેરી હરફોથી ચર્મો ઉપર લખાવી તે પોતાનાં બાદશાહી દફતર ખાનામાં મેળાવ્યાં, જે અહેવાલ અર્દાવિરાફ નામાંને નામે જાહેર છે. ખાલેસ જરથોસ્તી દીનને તેના અસલ નીર્મલ રૂપમાં લાવવાને શાહ અર્દશીરે જે જે પ્રયોજનો કીધા હતા, તેમાં તેને અર્દાવિરાફ ઉપરાંત બાહોશ અને પહરેજગાર દસ્તુર તનસરની ઘણી મદદ મળી હતી. એ ધર્મિષ્ટ અને દેશહિતકારી પારસી પાદશાહે ઠેકાણે ઠેકાણે એબાદત ખાનાઓ બાંધ્યાં હતાં અને ત્યાં પુસ્તકખાનાંઓ સ્થાપ્યાં હતાં.

## મી. પોપે તથા મી. મેદાકસે કીધેલા અર્દાવિરાફ-નામાંના તરજુમાઓ બાબત.

આ નામું જે તે વખતની પેહેલવી જબાનમાં લખાયું છે તેનો પેહેલો અંગ્રેજી તરજુમો, ફારસી તથા ગુજરાતી ભાષાંતરો ઉપરથી, મી. જે. એ. પોપે કીધો અને ઈ. સ. ૧૮૧૬ના સાલમાં, એટલે આજથી ૧૧૨ વર્ષની વાત ઉપર, મેશર્સ બ્લૅક, પારબરી અને ઍલન, તે ઑનરેબલ ઇસ્ટ ઇંડીઆ કમ્પનીના પુસ્તક વેચનારાઓ, મારફતે પ્રગટ કરાવ્યો. ત્યાર પછી ૮૮ વરસે મી. જ્યોર્જ મૅડોકસે મી. પોપનો તરજુમો અંગ્રેજી કાવ્યમાં ઉતારી મદરાસમાં છપાવ્યો હતો, તેના ઉપરથી એ નામાંનો પેહેલો ભાગ, જે બેહેસ્તોને લગતો છે, તે મેં ગુજરાતી બેતબાજીમાં બનાવી ઇ. સ. ૧૯૧૨માં બહાર પાડયો હતો. માહારી તે ચોપડી લોકપસંદ થઇ પડી હતી, અને માહારે તેની બીજી આવૃતિ કહાડવી પડી હતી જે પણ તમામ ખપી ગઇ હતી. નામાંનો બીજો ભાગ જેમાં દોઝખોનાં વર્ણનો છે તેનો ગુજરાતી બેતબાજીમાં તરજુમો કરવાનું કામ માહારાથી કાંઈ ને કાંઇ કારણને લીધે અત્યાર તુલીક હાથમાં લેવાનું બની શકયું નહી હતું. આખરે હવડાં મે એ કામ મનપર લીધું, અને ખોદાની મેહેરથી પુરૂં કીધું છે.

* નવીસંદા એટલે લેખક, લેયો.

મી. પોપે અંગ્રેજી તરજુમો કરવાનું કામ શેઠો જમશેદજી બમનજી, પેસ્તમજી બમનજી, રતનજી બમનજી, તથા હોરમસજી બમનજીના આસરા હેઠળ સરંજામ ઉતાર્યું હતું, અને તેથી એ ચાર શેઠીઆઓ ઉપર એણે લન્ડનથી એક પત્ર લખી પોતાનું પુસ્તક માનવંત લવજી ફૅમીલીને અર્પણ કર્યું હતું. આ તરજુમો બનાવવાનું કામ એણે શા કારણથી ઉપાડયું તે બાબત પ્રસ્તાવનામાં એ લેખક જણાવે છે કે માત્ર જીજ્ઞાસા (curiosity)ને લીધે નહિ, પણ જે નીતિરીતીનાં મુળ તત્વો હું વિસમય થઇને વખાણું છું કે જેને લીધે જરથોસ્તીઓ પોતાના રોજીંદા વહેવારમાં પરગજુપણાનો ગુણ બતાવતા રહ્યા છે તેથી વધારે જાણકાર બનવાની માહારી મોહોટી હોંસના સબબે મેં અર્દાવિરાફ નામાનો તરજુમો કરવાનું કામ ઉપાડયું હતું. અર્વાચીન ફારસી જબાનમાં નોશીરવાન કેરમાનીએ કીધેલાં ભાષાંતર તથા જરથોસ્ત બેહરામે કીધેલા પદ્ય તથા ગદ્ય તરજુમાઓ ઉપરથી મી. પોપે પોતાનો અંગ્રેજી તરજુમો રચ્યો હતો, અને તેમાં એક વિદ્વાન ધર્મગુરૂ એદલદારૂની મદદ એને મળી હતી, જે એદલદારૂને મી. પોપ કાબેલ, પરોપકારી, તથા પારસી મોબેદો માંહેલો એક સહુથી વધારે માનવંત ધર્મગુરૂ તરીકે ઓળખાવે છે.

## પારસીઓ વિષે મી. પોપની નુકતેચીની.

મી. પોપ જણાવે છે કે ઈરાન ઇસ્લામીઓના હાથમાં જવા પછી થોડુંકમાં, યાને ઈ. સ. સાતમી સદીમાં, જરથોસ્તીઓની એક સંખ્યા હિંદુસ્થાન દેશમાં આવી ઉતરી, અને હાલમાં (યાને ઈ. સ. ૧૮૧૬માં) એ દેશની પશ્ચિમમાં, દીવથી મુંબાઇ સુધીમાં, શેહેરો તથા ગામોમાં એઓનાં દોઢ લાખ કુટુંબો વસે છે, જેમાંના આસરે ૭ હજાર કુટુંબો મુંબઇમાં વસે છે, અને એક કુટુંબમાં ચાર જણ ગણીએ તો મુંબઇની જરથોસ્તી વસ્તી ૨૪૦૦૦ની થાય છે. કુલે દોઢ લાખ આસામીઓને બદલે દોઢ લાખ કુટુંબો હોવાનું મી. પોપે ભુલમાં લખેલું મને લાગે છે. કેમ કે કુટુંબ દીઠ ચાર જણાં ગણીએ તો દોઢ લાખ કુટુંબનાં માણસોની સંખ્યા ૭ લાખ પર જાય છે, જે અસંભવિત છે. જો તે વખતે, એટલે ૧૧૨ વર્ષ ઉપર, પશ્ચિમ

હિંદુસ્તાનમાં પારસી વસ્તી ૭ લાખ જેટલી હોય, તો આજે તે લાખ દોઢ લાખ પર કેમ ઓસરી ગઇ હોય?

આ બારીકબીન અંગ્રેજે પોતાની ચોપડીમાં કેટલાંએક બહુ જાણવા જોગ અવલોકન કીધાં છે, જે હાલના પ્રસંગે આપણને ખાસ ચિત્તાકર્ષક થઇ પડે છે. જેમકે, એ કાંઇક ખેદ સાથે લખે છે કે આબરૂદાર પારસી કુટુંબોના જવાન્યાઓને અંગ્રેજીમાં વાંચતાં લખતાં શીખવવામાં આવે છે, પણ ફારસી ભાષાનો અભ્યાસ કરવાનો તથા પોતાની પુરાતન તવારીખ પર ધ્યાન આપવાનો થોડાઓજ વિચાર કરે છે. આ છતાં મી. પોપ એમ પણ જણાવે છે કે કદીમ ઇરાન દેશના પહેલવાનો અને વીર પુરૂષોની તસ્વીરો દરેક પારસી ઘરમાં જોવામાં આવે છે, જેવી કે રૂસ્તમ, સોહોરાબ, ફ્રામરોઝ, બરઝો, કૈકાઉસ, કૈખુશરો, દારા, અર્દશીર, નોશીરવાન, બેજન, જહાંગીર, ગેવ, તથા ગોદરેઝની, અને જો કે વીરપણાં (chivalry)નો જમાનો વહી ગયો છે, છતાં આ વીરલાઓનાં બહાદુરી ભરેલાં જંગી પરાક્રમોની યાદ ઉલટ સાથે પારસી ઓલાદમાં ઉતરી આવે છે, અને સામાન્ય રીતે એઓનાં નામો પરથી પારસીઓ પોતાનાં નામો રાખે છે.

આપણા આ કદીમ મહા વીરોની તસ્વીરો અમણાનાં પારસી ઘરોમાં ઝાઝી જણાતી નથી; પરંતુ જ્યારે આપણે હવડાં હવડાં માદર વતન ઇરાન સારૂ વધારે ઉલટમંદ ને હોંશીલા થતા જઇએ છીએ, તેમજ ફારસી ઝબાન શીખવા માટે આપણામાં કાંઇક વધારે ચલવલ થઇ રહી છે, તે વેળા, જો આપણા દાદાઓના વખતમાં હતું તેમ, આપણાં દીવાનખાનાઓની દીવાલો આપણા નામના ઉઠાવનાર જંગી વીર નરોની તસ્વીરોથી પાછી દીપતી થાય, તો તે એક બહુ આવકારદાયક બીના થઇ પડે, અને આપણી ઉધરતી ઓલાદનું આપણી આગળી જાહોજલાલી ભરી તવારીખ ઉપર સારૂં ધ્યાન ખેંચાતું રહે, અને સ્વદેશહીતકારી જુસ્સો જાગૃત ને જાગૃત રહે. શાએરે શાએરાન ફીરદોસીને આપણી કદીમ તવારીખનું ઉત્તમ વીરરસકાવ્ય બનાવવાનું મોતેબર કામ જ્યારે મહમ્મુદ શાહ ગઝનવીએ સોંપ્યું, ત્યારે તે શાહે એ કવિનાં દીવાનાખાનાની દેવાલો ઉપર આપણા જોધ્ધાઓનાં જંગો ને પરાક્રમો તથા શેકારગાહોનાં નાદર ચિત્રો

ચીતરાવ્યાં હતાં, એવી મતલબથી કે આવા ચિત્તાકર્ષિત જંગી ચીતારો ચાલુ જોયા કરતાં, ફીરદોસીનાં મન, કલ્પના, અને બેતબાજી ઓર ઝમક, ઓર પ્રેરણા, પકડતાં રહે.

પારસી પરગજુપણાની બાબતમાં મી. પોપ લખે છે કે એ લોકોની સખાવતો બાદશાહી અને બેશુમાર છે. હર કોઇ કોમનાં રંક અને દુઃખ્યારાંઓની તંગી એઓ ટાળે છે, તેમજ પોતાની હમજાતના ગરીબોને એવા ઉદાર પ્રકારથી રાખે છે કે એકે પારસી ભીખારી નથી દેખાતો કે નથી સંભળાતો.*

મી. પોપના વિચાર પ્રમાણે પારસી કોમ એક પુષ્કળ ધ્યાન ખેંચનારી કોમ છે: એક ફીલસુફ એઓનું એક બળવાન પ્રજાના વંશજો તરીકે મનન કરશે કે જેનો અમલ એક વેળા ભૂમધ્ય સમુદ્રથી તે હિંદની સરહદો સુધી લંબાયલો હતો, અને એઓ સદગુણો કે સદાચારમાં જરાય પછાત નથી તે દેખી હરખાશે. એ જણાવે છે કે હાલના પારસીઓ એઓના પૂર્વજોની મીસાલ લડાયક પેશો નહિં કરતાં સુલેહના હુન્નર ઉદ્યોગ ખીળવે છે, પણ તો બી લશકરોની સાથે દુકાનદારિ તથા દારૂ, ખોરાકી, વિગેરેના વેપારીઓ તરીકે, યા અમલદારોની નોકરીમાં, મયદાને જંગમાં જતાં એઓ પાછીપાની કરતા નથી. એક હજારથી વધારે વરસો થયાં પારસીઓએ હિંદમાં વસવાટ કીધો છે છતાં રાજદ્વારી બાબતોમાં માથું મારવાથી એઓ અલગ રહે છે, એમ મી. પોપ જણાવે છે અને ઉમેરે છે કે એઓ સરસમાં સરસ પ્રજા તરીકે રહે છે, તથા એઓનું વર્તન એવું હોય છે કે જે પણ રાજમાં એઓ વસે છે ત્યાંની સરકારોને એઓ પૂર્ણ સંતોષ આપે છે.

---

* એકવીશ નસ્કો માંહેલી બગ નસ્કની છઠ્ઠી ફર્ગર્દમાં એવું કહ્યું છે કે જે કોઇ પોતાના હાજતમંદોને તેઓની હાજતો પુરી પાડે છે, તે પોતાનાં શરીરને જરથોસ્તને અર્પણ કરે છે, કેમ કે પોતાનાં હાજતમંદોની હાજત પુરી પાડવી એ ખરી સખાવત છે અને જરથોસ્તી દીનનો ટુક સાર મેળવવા બરાબર છે, અને જે તેથી અમીરી મેળવે છે તે પછી જરથોસ્તી દીન પહેરે છે, અને જે કોઇએ જરથોસ્તી દીન પહેરી છે તેણે પોતાને જરથોસ્તને અર્પણ કર્યો છે.

## મેજર મુરની નુકતેચીની.

આ કીસમનું અવલોકન પારસીઓ માટે એક બીજો આગળો અંગ્રેજ કરી ગયો છે તેની અત્રે નોધ ટપકાવવાનું માહારૂં મન લલચાય છે. કેપ્ટન લીટલની ટુકડીની લશકરી હીલચાલો નામની ચોપડીમાં મેજર મુરે લખ્યું છે કે દુઃખ્યારી હાલતમાં આવેલા યુરોપ્યનો વતીકને પારસીઓ ખોરાકી પોષાકી પુરી પાડતા હતા, ઉદ્યોગ તથા વેપાર વડે બોહોળી હિંમતથી ઘણા પારસીઓ મોહોટું નાણું જમાવ કરી શકયા છે, જેનો બોહોળો ઉપયોગ સખાવત અને પરોપકારનાં કામોમાં એઓ કરે છે; હિંદુસ્થાનમાં સર્વેથી સુંદર વહાણો એઓ બાંધી જાણે છે; ઉપયોગી રોજગારમાં ગરીબ હમજાતીઓને એઓ નોકરી ધંધે લગાડે છે; મેં એક પણ પારસી ભીખારી કે એક પણ બદ કર્મ કરનાર પારસણ જોયાં નથી.

## અર્લ વીન્ટરટને કીધેલી પારસીઓની પ્રશંસા.

હવડાં, તા૦ ૨૭મી જુલાઇ ૧૯૨૭ એ લંડનનાં ભવ્ય હોટેલ સેસીલમાં, યુરોપની પારસી એસોસીએશનના વૃધ પ્રમુખ સર મંચેરજી મેહેરવાનજી ભાવનગરીના માનમાં એક સુંદર ખાણાંનો મેળાવડો થયો હતો, ત્યાં એવણની સલામતીના ટેકામાં હિંદુસ્થાન માટેના અંડર સેક્રેટરી ઑફ સ્ટેટ લૉર્ડ વીન્ટરટને એક ભાશણ કીધું હતું તેમાં એ ઉમરાવ બોલ્યા કે દુનિયાના ઘણા ભાગોમાં અને ઘણાં દેશોમાં મેં મુસાફરીઓ કરી છે, પણ હું એક બી કોમ એવી જાણતો નથી કે જેણે તેની સંખ્યાના પ્રમાણમાં જેટલું બધું પારસી કોમે કીધું છે તેટલું કીધું હોય; પશ્ચિમ હિંદુસ્થાનની વેપારી આલમમાં, તેમજ કેળવણીની પ્રાપ્તિમાં, અને અતિશય પરગજુપણામાં પારસીઓએ અજબ 'રેકર્ડ' કીધો છે; ઇંગ્લંડની પાર્લામેન્ટની આમની સભામાં જે ત્રણ હિંદીઓ અત્યાર સુધીમાં સભાસદો થઇ શકયા છે તે ત્રણે પારસીઓજ.

## પારસીઓનાં ઉત્તમ લક્ષણો શાના પ્રતાપે?

આવાં ઉત્તમ લક્ષણો પારસી કોમ ધરાવે છે તે શાના પ્રતાપથી? આ પ્રશ્નનો ઉત્તર આજ કે આપણા પુરાણા ધર્મનાં અતિ ઉમદા અને

સ્વચ્છ આદર્શો તથા ફરમાનો અને વ્યવહારોપયોગી શિક્ષણોના પ્રતાપથી.

અવસ્તાના પ્રખ્યાત અભ્યાસી પોફેસર વિલ્યમ્સ જૅકસને મુંબઈના કે. આર. કામા ઓરીએન્ટલ ઈન્સ્ટીટ્યુટમાં ૧૯૨૬ના માર્ચ મહિનામાં એક ભાશણ દરમ્યાન આપણને બોધ દીધો હતો કે માહારા પારસી શ્રોતાજનો ! હું શુધ્ધ અંતઃકરણથી તમુને સલાહ આપું છું કે ઇરાનના તમારા મહાન પેગમ્બરે સ્થાપેલી અને ઇતિહાસમાં વિખ્યાત થયલી તમારી દીનનાં બુલંદ ફરમાનો તથા આદર્શોને વળગી રહેજો, એક કિમતીમાં કિમતી મીરાસ તરીકે તમારા મહઝબને મજબુત ચોહોંટી રહેજો, અને હૃદયમાં તમારા ઉમદા ધર્મની જોત સદાકાળ પ્રકાશતી રાખજો.

સર વિલ્યમ આઉઝલી, એલ એલ. ડી., ઘણાં વરસની વાત ઉપર આપણી તરફ આવી ગયા પછી જાતી અનુભવના આધારે લખી ગયો છે કે પારસીઓનો ધર્મ સદાચારી વર્તનની માત્ર ભલામણ કરીને નથી રહેતો, પણ એ ધર્મમાં એવી ખુબી છે કે જેથી કરી એ સદગુણી ખાસ્યતો ખરેખર ઉત્પન્ન કરે છે, જે સબબથી એ ધર્મ પાળનારા મર્દો પ્રમાણિક અને સ્ત્રીઓ પતિવ્રતા બને છે.

એપ્રીલ ૧૮૯૬નાં “ ધી થીઓસોફીસ્ટમાં ” મી. બેકર હડસન લખે છે કે આખી દુનિયામાં પારસીઓ પ્રમાણિકપણું, ઉંચી નીતિ, મગજની ચબરાકી, તથા પરદુઃખભંજનપણા માટે મશહુર છે, તે જોતાં આપણને ખચિત લાગે છે કે અવસ્તામાં શિક્ષણોનો જે જથ્થો છે તે બેશક એક અમૂલ્ય ખજાનો છે.

ખુદ ઇસ્લામીઓ હવે આપણા મહઝબ બાબે કેવો ઉંચો ખ્યાલ બાંધતા જાય છે અને તે બેધડક જણાવવાની હિંમત કરતા જાય છે તેનો એક દાખલો શેઠ હોરમસજી તેહેમુલજી દાદાચાનજીએ જામે જમશેદ પત્રમાં આઇને ઝરથોશ્ત (જરથોસ્તી દીન) બાબે ઇજીપ્ટના એક મુસ્લમીન લેખકે લખેલાં પુસ્તકનો ઇંતિખાબ થોડુંક પર આપ્યો હતો તેમાંથી અચુક આકારમાં મળી આવે છે. સદરહુ ઇસ્લામી લેખક આપણા પવિત્ર ગાથાઓ માટે કહે છે કે “ ઇન સુરૂદહા બે કદ્રી દીલચસ્પ અસ્ત કે ઇન્સાન અઝ મુતાલેએએ આન સેર નમીશવદ ”

(આ ગાથાઓ એવા તો દીલચસ્પ છે કે માણસ તે વાચતાં ધરાતો નથી). વળી એ સમજાવે છે કે "અસાસે આઇને માઝદયસ્ની ઈન અસ્ત કે ઈન્સાન તહઝીબે અખલાક નોમાયદ, કલ્બરા પાક કુનદ, દર જાએ રાસ્તી કદમ ઝનદ, વ આબાદીએ ખલ્ક. હબ્બજા મકામે પયમ્બરે બુઝોર્ગ વ વખ્શુરે પાકી, કે આનચે ગોફ્તે લાઝમ બુદેહ" (માઝદયસ્ની દીનનો પાયો એ ઉપર છે કે નીતિથી ચાલવું, અંતઃકરણ પાક રાખવું, સત્માર્ગે ચાલવું, ને ખલકને આબાદ કરવી. આફ્રીન એવા બુઝરોગ પાક પયગમ્બર ઉપર, શાબાશ પાક પયગમ્બર કે જેણે ઘટતું હતું તેજ કહેલું છે). વિશેશમાં એ ઇસ્લામી લેખક અચ્છો બોધ આપે છે કે લાજમ છે ઇરાનીઓને કે અષો જરથોસ્તની કદર પિછાને અને તેની દીન પ્રમાણે ચાલવાની કોશેશ કરે, કે જેથી તેઓને કોઈ નાકદર નહીં ગણે.

વળી આ બહુ નોધ લેવા લાયક છે કે એક બીજો પ્રખ્યાત ઇસ્લામી આગા પુરે દાવુદ કે જેના હાથથી હાલમાં આપણા પવિત્ર ગાથાઓનો અર્વાચિન ફારસી જબાનમાં પેહેલવેહેળી વાર તરજુમો થયો છે, તે વિદ્વાન કવિ લેખક લખે છે કે પૃથ્વીના જે બી ભાગમાં ગાથા વંચાય છે અને વાંચનારો ગમે તે પરાયા મઝહબની અસર હેઠળ હોય છે, તોય હર જગોએ અને હરેક જણ ઉપર ગાથાઓનો અભ્યાસ ખસુસ એક સરખો મહા ઉંચો છાપ મારે છે.

એ આપણા અનુપમ ગાથાઓના રચનાર વખ્શુરે વખ્શુરાન જરથોસ્ત સાહેબ વાસ્તે જગતમાં મહા વિખ્યાત થયલા બંગાલી કવિ અને ફીલસુફ રવિંદ્રનાથ ટાગોર શેઠ દીનશા જે ઇરાનીનાં "ધી ડીવાઇન સોંગ્સ ઑફ ઝરથુશ્ત્ર" નામનાં પુસ્તકના દિબાચામાં જણાવે છે કે જે સત્યથી જરથોસ્ત સાહેબનું મગજ ઉભરાઇ રહ્યું હતું તે એઓએ ના કીતાબોમાંથી સંપાદન કીધું હતું કે ના ઉસ્તાદોથી હાંસેલ કીધું હતું, કે ના પૂર્વ કાળથી ચાલતી આવેલી તાલીમનો રસ્તો પકડીને મેળવ્યું હતું; પરંતુ યઝદી પ્રકાશ તરીકે ને ગેબી પેગામ તરીકે એઓની તમામ વજુદને તે સત્યે સરાસર ઝકડી લીધું હતું.

જે અમુલ્ય ખજાના વિષે બેકર હડસન ઉપર જણાવ્યું તેમ એશારો કરે છે તે અમૂલ્ય ખજાનાના આપણે, એટલે હાલના

પારસીઓ, હકદાર વારસો છઇએ તેમ બીજા હાથ ઉપર તેની પાસ્બાની, કરવાને, તેને સ્વચ્છ આકારમાં સંભાળી રાખવાને, અને તેનો બને તેટલો વધતામાં વધતો ફાયદો જહાનને મળતો રહે તે માટે બેશક ને ખસુસ જોખમદાર છઇએ. વાસ્તે પ્રો. જેકસને કરાંચીમાં પારસીઓને આપેલા ઉપદેશ પ્રમાણે, અરે પારસીઓ ! તમો તમારાં એકીનમાં સાબુત રહો, તમારા ધર્મગુરૂ વર્ગનો ઉધ્ધાર કરો, સત્ય દીનના તરીકા મુજબ તમારાં બાળકોને કેળવો, અને દુનિયાના મહાન ઐતિહાસીક ધર્મ સ્થાપનાર તમારા મહાનમાં મહાન સુધારક પેગમ્બર સાહેબે શિખાડેલા આદર્શ મુજબ જીંદગી પાળો.

## અર્દાવિરાફ નામાંની મૂળ મકસદ, ઇત્યાદિ.

અર્દાવિરાફે, સમાધિમાં પડયા પછી જાગૃતાવસ્થામાં આવતાં, બેહેસ્તો અને દોઝખોના જે એહવાલો લખાવ્યા અને હોરમઝદ તથા તેના યઝદો તરફનાં જે બોધવચન કહી સંભલાવ્યાં, તેની મતલબ એવી દીસે છે કે જરથોશ્તી મઝહબ મુજબ સવાબનાં જે સ્તૂત્ય તથા ગુનાહનાં જે અધમ કાર્યો છે તેનો, તેમજ પેહેલાંનો કેવો સુંદર તથા બીજાનો કેવો બુરો આખર બદલો છે તેનો, જનસમાજને સમજ પડે અને મનમાં ઠસે એવો ઉપદેશ આપવો કે જેથી કરી જરથોશ્તી દીનના આદર્શોનો સ્વીકાર તથા અમલ થતો રહે.

મુંબઇ શેહેરના પ્રખ્યાત માજી પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ વિદ્વાન શેઠ ડોસાભાઈ ફરામજી કરાકાએ 'પારસીઓની તવારીખ'ના બીજા ભાગમાં ટિકા લખી છે કે "અર્દાવિરાફનાં રેવીલેશન્સની (બીજી જહાનની ગુપ્ત વિગતો આ રવેશે જાહેર કરવાની) ધારેલી મકસદ બહુ ઇચ્છવા જોગ હતી, અને તે આ હતી કે પૃથ્વી પરથી પાખંડમત અને ધર્મભેદ હાંકી કાહાડવાં અને ખરા ખોદાની પરસ્તેશનું પુનઃસ્થાપન, ઝંદ અવસ્તામાં શીખવ્યા પ્રમાણેની તેની અસલની સ્વચ્છતામાં, કરવું, સીકંદરની ચઢાઇથી તે અર્દશીર બાબેકાનનું રાજગાદીએ બેસવાની મુદ્દત દરમ્યાન ઇરાનના રાષ્ટ્રીય ધર્મમાં બહુ બગાડો થવા પામ્યો હતો, તે સ્થિતિમાં આ રેવીલેશન્સથી સુધારો થવા પામ્યો. એ રીતે જોતાં અર્દાવિરાફ નામું એક ઉત્તમ કેતાબ છે, કે જે વાંચવાથી હોરમઝદનાં મહત્વ અને ભલાઇ વિષે, તેમજ સદાચારી વર્તનથી મળતા ફાયદા વિષે, કોઈ બી વાંચકનાં

મન ઉપર મજબૂત છાપ બેસ્યા વગર રહે નહિં. જરથોસ્ત સાહેબે કહ્યું છે, અને ઝંદ અવસ્તાનું પાને પાનું જાહેર કરે છે, કે બાકી આલમમાં મનુષ્યોનો ઉધ્ધાર કેવળ તેમનાં નેક કાર્યોથી થાય છે, અને હર કોઇ આત્મા તેની રહેણીકરણી પ્રમાણે તથા જે મતલબોથી તેની દુન્યાઇ કારકીર્દીમાં તે દોરવાયલો રહેલો તે પ્રમાણે ઇનામ કે સજા પામશે. પુણ્ય પ્રમાણે ભલા બદલા અને ગુનાહ પ્રમાણે સજાઓ,—આના કરતાં ન્યાયની તીક્ષણમાં તીક્ષણ સમજ સાથે કોઇય બીજો નીયમ વધારે અનુકુળતા રાખતો નથી. અને અર્દાવિરાફનાં રેવીલેશન્સ કેવળ આએજ હેતુઓ બતાવી આપવાની તથા સાબેત કરવાની નેમ ધરાવે છે."

શેઠો બરજોરજી અને પાલણજી દેશાઇએ તવારીખે સાસાનીઆનમાં મી. બ્લીકના આધારે આ બાબતમાં બીજોજ ખોલાસો રજુ કીધો છે, કે જો વિદવાન અર્દાવિરાફની મદદથીજ અર્દશીર પાદશાહ જરથોસ્તી ધર્મ સમારી સુધારીને પાછો સ્થાપી શકયો હોય તો તે એમ હોવું જોઇએ કે જે લોકો પારથીઅનોના અમલમાં ધર્મનું સઘળું ભણતર તથા અવસ્તાની ભાષા વઠેક ભુલી ગયાં હતા તેમને પાછા દીનચુસ્ત કરવા માટે સઘળા મોબેદોએ અર્દાવિરાફને એક આવાજે સર્વેથી હુશીયાર દાખલ કબુલ રાખીને તેને મોહોડેનું સઘળું ભણતર ભણાવી લીધું હોય અને પછી તે તેઓએ લખી લઇ એકઠું કર્યું હોય. એઓ વળી ઉમેરે છે કે અર્દાવિરાફ અથોરનાન હતો, માટે ધારા પ્રમાણે તેની યાદદાસ્ત શક્તિ બીજાઓ કરતાં વધારે હશે, તે કદાચ પરસીસના અસલ ઇરાનીઓમાંનો એક હશે, તેને અવસ્તાવાણી મોહોડે હશે, કદાચ તેની પાસે સેંકદરે કરેલા પુસ્તકોના નાશમાંથી સારાં નસીબે બચી ગયેલાં કેટલાંક ધર્મપુસ્તકો હશે, જે સઘળાંને આધારે તેણે સાત દહાડા સુધી સર્વે મુબેદોની મજલીસની હજુરમાં તમામ ભણતર ભણી જઇને તથા પોતા પાસેનાં પુસ્તકો સાથે સરખાવી જોઇને મેહેતા મુનશીઓ પાસે લખાવ્યું હોય, અને પછી પાદશાહ અર્દશીરે તેને ઇરાની આલમમાં જાહેર કર્યું હોય.

ઇટેલ્યન ભાષામાં બેહેસ્ત, દોઝખ, અને એ બેની વચ્ચેનાં સ્થાન વિષે ડીવાઇના કોમ્મેડીઆ નામનું વિરરસ કાવ્ય કવીશ્વર ડાંટેએ

૧૪મી સદીમાં લખ્યું છે તે જગમશહુર છે. એ કાવ્યના ત્રણ ભાગો છે, ધી ઇનફર્નો, ધી પરગેટોરીઓ અને ધી પેરેડાઇઝો. એવાંજ મહાપ્રખ્યાત કાવ્યો, પેરેડાઇઝ લૉસ્ટ અને પેરેડાઇઝ રીગેન્ડ, મશહુર અંધ કવિવર જૉન મીલ્ટન ૧૭મા સેકામાં લખીને અંગ્રેજી કાવ્ય સાહિત્ય સદા કાળ માટે સણગારી ગયો છે. આ ઇટેલ્યન અને અંગ્રેજી મહા વિરરસ કાવ્યો સાથે અર્દાવિરાફનામાંની તુલના નહીં થાય. પરંતુ એક ઉપદેશાત્મક (ડાઇડૅકટીક) ગ્રંથ તરીકે એ નામું મુલ્યવાન છે, અને તેથી ઘણી ભાષાઓમાં એનાં ભાષાંતરો થયાં છે.

ગુનાહોની સજાઓની બાબતમાં નાયબ દસ્તુરજી સાહેબ રૂસ્તમજી એ. સનજાણાએ "ધી પારસી બુક ઑફ બુકસ, ધી ઝંદઅવસ્તા" નામની એમની નવી ચોપડીમાં એક અવલોકન કીધું છે તે અહીં ટાંકવાની મને લાલચ થાય છે. ૧૪૭-૧૪૮મા પાને એઓ લખે છે કે ઝંદ અવસ્તા પ્રમાણે દાદાર હોરમઝદ પાપીઓનાં સર ઉપર અતિષય બીવડાવનારી ધમકીઓ ફેંકે છે (વંદીદાદ, પરગર્દ ૩-૮, ઇત્યાદિ). મગર આ ધમકીઓ તો દાદારની મહા દયાનો સહુથી વધારે જાણવા લાયક પુરાવો આપણને પુરો પાડે છે. આ ધમકીઓ ગોજવાની મકસદ આ સિવાય બીજી શી હોય કે એવાં પાપો કરતાં અટકવાને પાપીઓને હેતુ મળે. એક ચતુર ટિકાકારે કહ્યું છે તેમ એ ધમકીઓ આપણે માટે રક્ષણની ઢાળ છે; વખતસર પાપ કરતાં હટી જવા અથવા આત્મરક્ષણ કીજે ચેતેલા રહેવા માટે અકસીર ટક આપે છે. એ બીવાડનારી ધાક ધમકીઓ તથા સજાઓની ધારણા અને મકસદ એ છે કે મનુષ્યે હોરમઝદ અને તેની ઇચ્છા એટલે દએનાને ચીટકી રહેવું."

અર્દાવિરાફ નામાંમાં સમાવેલા કેટલાએક મૂળસિધ્ધાંતો તથા આદર્શોનાં કાંઇક સ્પષ્ટિકરણ અર્થે મેં માહારા કાવ્યરૂપી તરજુમામાં આંકો પાડી તે આંકોને અનુક્રમે, પુરવણી તરીકે, પુસ્તકને છેડે ઘણીએક નોંધો આપે છે જે વાંચક વર્ગને ઉપયોગી જણાશે એવી આશા છે.

---

# અર્દાવિરાફ નામું.

## ભાગ પહેલો.

### પ્રતાપી પારસી પાદશાહ અર્દશીર : ઇરાનનો પવિત્ર ધર્મ તેનાં અસલ ખાલેસ રૂપમાં સજીવન કરવાની તેની ખાહેશ.

પરાક્રમી શાહ અર્દશીર બાબેગાન
બિરાજમાન થયો જયારે તખ્તે ઇરાન,
ઠેરાવ કીધો ચલાવીશ ઇનસાફથી રાજ
આ છે મારાં સર ઉપર જયાં સુધી તાજ.
કરી પ્રાંતો તાબે, બેસાડવાને ડર
ઉરાડયાં તેણે નેવું રાજાનાં સર ;
ન ગણકાવતા હતા જે એનો અમલ
તે રાજાઓ નેવુંને કીધા કતલ.
રચી રાજ્ય મજબુત, કીધો દ્રઢ વિચાર
કે પાક દીને જરથોસ્તનો અવ્વલનો બહાર
સજીવન કરી, હું બનાઉં ઓસ્તવાર
સકળ માહારી પ્રજાનો તે પર એતબાર.

### ચાલીસ હજાર ધર્મગુરૂઓની મજલીસ.

બોલાવ્યા તેણે મોબેદ, ઓલમા, દસ્તુર,
જે માઝદીઅન ધર્મમાં પુર્વિણ પુર.
જમા થતાં એવા જણ ચાલીસ હજાર,
કરાવી એક મજલીસ તે શાહે તૈયાર,
ને બોલ્યો તે મજલીસમાં શાહ અર્દશીર,

"ઓ દસ્તુરો, દાનાવો, ઓલ્માઓ પીર !
"સદી પાંચની વાત પર સીકંદર મહાન
"ચહડાઈ લાવ્યો જયારે તે આપણે ઇરાન,
"પવિત્ર ને પ્રિય જે દીન આપણી
"હેરાનગતી પામી તેનાથી ઘણી.(૧)
"તે વાસ્તે ઓ નામીચા ઓલમાઓ નેક !
"તમુને જણાઉંછું આ ખાહેશ મુજ એક,
"કે ચુંટો તમોમાંથી ચુનંદા નર,
"જે દીન ને અશોઇમાં હોય સર્વેથી સર,
"જે આપણા પેગમ્બરનાં ઉમદા ફરમાન,
"ને દીન આઇનનાં શાસ્ત્રો ને ભેદી લખાણ,
"જે પામ્યાં હોય બચવા તે શોધ ખોળ કરી
"કરે એકઠાં બધાં તે પાછાં ફરી.
"છે હોંસ માહારાં હૃદયમાં એવી હરદમ,
"ને હશે તમારી પણ હોંસ એજ મક્કમ,
"કે જાણીએ ને માનીએ અસલ શુધ્ધ લખાણ,
"ને વખતના વેહેવા સાથ ગલ્લત ફરમાન
"જે પેવસ થયાં હોય તે કુલ કરીએ દૂર,
"ને મતફેરી ખંખેરી નાખીએ જરૂર.
"જે આ ઉમદા હેતુ બર લાવી શકે
"ચુનંદા તેવા જણ ચુટો આ તકે.
"કરો ચુંટણી સાહેબો કાળજીથી પુર,
"સફળ જેથી થાય આપણી મકસદ જરૂર."

તે ચાલીસ હજારે આ સાંભળી ફરમાન,
હજાર ચાર ચુંટી કહાડયા અશો વિદવાન.
ન શાહ પામ્યો સંતોષ ને કીધો હોકમ,
હજાર ચારમાંથી ફરી ચુંટો તમ.
ફરીથી થઇ ચુંટણી, ત્યાર મર્દ ચારસો

---

(૧) આવા (૧), (૨), (૩), વિગેરે જયાં આંકો પાડેલા છે તે સંબંધમાં પાછળ પુરવણીમાં અનુક્રમે આપેલી નોંધો જુઓ.

હજાર ચારમાંથી ચુંટાયા અશો,
હતા જે ખબરદાર ને બાહોશ હુશ્યાર,
ને પાક ઝંદ અવસ્તાના ભેદ ઉકળાવનાર.

પણ પાદશાહનો હેતુ હતો એજ બસ,
કે ચુંટીને ચુંટવા તો સહુથી સરસ.
એ વાસ્તે એણે આપ્યું પાછું ફરમાન
કે ચુંટો ફરીથી લઈ બારીક પિછાન.
તે ચારસોમાંથી ચાલીસ બાકી રહ્યા,
ન તોબી થયો બીલકુલ સંતોષી શાહ.
વધુ થવા ચોક્કસ કીધો એ હોકમ,
કે છેલ્લી કરો ચુંટણી હવે ઉત્તમ.
ચુંટાયા પછી ચાલીસમાંના બસ સાત,
પવિત્ર હતા જે ખરા નેકસિફાત,
ન પાપી વિચારો કે ન પાપી કાર
કીધાં જેમને કણુ ભર જીંદગી મોઝાર,
ન કીધા ખુદ સ્વપ્નેબી જેમને ગુનાહ,
સવાબનીજ સદા જેમને સાચવેલી રાહ.

થયા જ્યારે તે સાત પાકઝાદ નર
મહા અર્દશીર શેહનશાહની સન્મુખ હાજર,
કીધી શાહે મકસદ તેમને રોશન,
"ઈરાન દેશની ખાલેસ દીન માઝદીઅન,
"પવિત્ર ને સ્વચ્છ જેનાં ફરમાન અસલ
"વખતના વેહેવાથી છે પામ્યાં ખલલ,
"તે દીન તેની અસલ પવિત્રાઇમાં પુર
"ફરી સ્થાપી, કરવી છે આશકાર જરૂર.
"પેગમ્બર જરાથુસ્તની માઝદીઅન દીન
"છે ખાલેસ, ખુબીવંત ને સાચી સંગીન,
"એ ઇરાનની ખલકતમાં કરવા પુરવાર
"બનાવો મોજેજો જે રહે યાદગાર."

## અશો અર્દાવિરાફની ચુંટણી.

ને નેક અશો મર્દોએ રાખ્યું જરૂર
ભલા અર્દશીર શાહનું કેહેવું મંજુર.
પસંદ કીધો જણ પોત પોતામાંથી એક,
કે અર્દાવિરાફ જેનું નામ હતું નેક.
૭ બાકી રહેલાઓએ ખોલી જબાન,
ને બોલ્યા, "ઓ શાહ અર્દશીર બાબેગાન!
"આ અર્દાવિરાફ નેક અશો પરહેઝગાર
"કરી શકશે મોજેજાથી પુરવાર
"કે માઝદીઅન ધર્મ છે ખરો તમામ
"ને માઝદીઅન દીનના છે સાચાજ કલામ.
"તું જાણ, ઓ ઇરાન દેશના શાહ નામવર,
"વિશાળ તારી બુલંદ શેહેનશાહત અંદર
"એ અર્દા છે સહુથી પહરેઝગાર નર.
"હતી જ્યારથી એની વર્ષ સાતની ઉમર
"ખોદાઇ જ્ઞાનના અભ્યાસમાં રહયો સામેલ,
"અમો સર્વેથી છે એ જ્યાદા કાબેલ.
"અમો બધા આ મહત્વનાં કામ અંદર
"મદદ એને કરવાને છઇએ તત્પર.
"આ બાબદ દેવા તમને પુરી પિછાન,
"બદન છોડી જશે અશો વિરાફનો જાન,
"જશે પોહોંચી રૂહ તેનું ખોદાની પાસ,
"અને પાછું ફરતાં પુરાવાઓ ખાસ
"લઇ આવશે એવા કે ઇરાન સરજમીન
"પુરી પામશે ખાતરી છે માઝદીઅન દીન
"ખરી પાક, ખાલેસ ને સાચી સંગીન."

પછી બોલ્યો અર્દાવિરાફ નામદાર,
"ખોદાની ખુબીનો નથી કંઇ શુમાર;
"ચમત્કાર મુજ મારફત દેખાડશે ખોદા,
"ખલકની છોડાવવાને ગુમરાહીની રાહ."

પરહેઝગાર અર્દાના સાંભળી સુખન
થયો શાહ અર્દશીર અત્યંત મગન.
પેલા પાક મોબેદો ચાલીસ હજાર,
ને તેઓ સાથ પોતીકા સર્વ સરદાર
તથા કુલે દરબાર લઇ તે નામવર
ગયો પાક આતશ બેહેરામ(*) અંદર,
ખોદાની કરવા બંદગી સર્વે સાથ,
નુરી કેબલા સન્મુખ બન્ને જોડી હાથ.
વિરાફે ગોશલથી બદન ·કીધું પાક,
પદાન બાંધી સજ્યો સફેદ શુધ પોશાક,
પાક માઝદીઅન રીત મુજબ તૈયાર બની,
રહ્યો કેબલે આતશ સામ વાંકો નમી.

## અર્દાની બેહેનોની શાહને અર્ઝગુઝારી.

હતો અર્દા મશગુલ આ કામમાં જ્યાર,
આવી પ્હોંચી સાત તેની બેહેનો તે વાર ;
ને શાહના કદમ ઉપર મેલીને સર,
કીધી અર્ઝગુઝારી "ઓ શાહ નામવર !
"છે અર્દાવિરાફથી અમુને આધાર,
"બસ એનો એક આશરો, એનાથી કરાર.
"ખબર અમને થઇ છે જે મોજેજો એક
"બતાવવા, છોડી જાય છે અમને તે નેક.
"ખબર નથી કરશે પસંદ શું ખોદા
"મોજેજો કરવાનો એનો સાહાસ આ !
"એ આ જગમાં પાછો ન ફરે અગર
"કેમ જીવી શકીશું અમે ભાઈ વગર ?
"અમારાં હૈયાત નથી માદર, પેદર,
"છે આધાર અમારો બસ એની ઉપર."

કહ્યું શાહ ને દસ્તુરોએ તેમને એમ,
"ઓ બાનુઓ, ના રાખો મન અંદર વેહેમ.

" ખોદા છે નેગેહબાન તમ ભાઈ ઉપર,
" ના રાખો એને વાસ્તે બીલકુલ ફિકર,
" ધીરજ હિમ્મત રાખો તમો બેગુમાન,
" દિવસ સાતમાં ફરશે તે પાછો આ જેહાન."

## અર્દાને દસ્તુરો હોમ-રસ આપે છે.

તે આતશ બેહેરામમાં છ દસ્તુરો સાથ,
રહ્યો એકલો અશો અર્દા નેકઝાદ.
ઉભા ચોકી માટે આતશ બેહેરામ બહાર
કુંડાળું કરી મોબેદ ચાલીસ હજાર,
તથા ખુદ અમીરો સાથ શાહે અદલ,
કે પ્હોંચે ન તેને જરાબી ખલલ.
કરી ખુદ બંદગી અર્દા તમામ,
ગયો એક તખ્ત પર લેવા આરામ,
જે સોનાનું તખ્ત તેને માટે તે વાર
તે આતશ બેહેરામમાં કરેલું તૈયાર.
પછી તેના સાથીએ ભરી તમામ
આપી તેને ઇજેલા હોમ-રસની જામ.
ખોદા પર એતેકાદ ને હુમત નેક
ધરી કહ્યું પીવા તેનો ભાગ એક.
પછી આપ્યો બીજો ભાગ હુખ્ત કાજ ફકત,
અને ત્રીજો ભાગ તેને આપ્યો જે વખ્ત,
વચન લીધું કરવા સદા નેક કામ.
શરાબ પીને કરતો હોય જાણે આરામ,
તે રહ્યો બેહોશીમાં સાત રાત ને દીન,
ને પેલા છ દસ્તુરો રાખી આકીન
રહ્યા કરતા ચોકી, ને ચાલીસ હજાર
ખડા થઇ રહ્યા મોબેદો ઓસ્તવાર.
વળી શાહ તથા તેની દરબાર તમામ
મદદ માગતા દાદારની રહ્યા તે ઠામ.

## સાત દિવસ ને રાત પછી અર્દાનું હોશમાં આવવું.

થયાં જ્યારે પુરાં દિવસ રાત સાત,
લાગો આવતો હોશમાં અર્દા નેકસિફાત.
તેનું કાલબુદ હીલ્યું ને થયો બેદાર,
હરખ પામ્યાં સૌ તેના સાથી તે વાર.
ખુશાલીથી તેઓએ કીધી સલામ;
ને વાકેફ થયો જ્યારે શાહ નેકનામ,
તે આવ્યો અંદર અને અર્દાએ નેક-
ને આપી મુબારકબાદી અનેક.
કહ્યું "ઓ પરહેઝગાર, પાકીઝે નર!
"જે જે આવ્યો જોઇ તેનું બ્યાન જલદી કર."
જવાબ વાળ્યો અર્દાએ "શાહ નેકનામ!
"હું અપવાસથી થાકી ગયો છું તમામ.
"ખોરાક તેથી લઇ તનની તાઝગી ખાતર,
"કરૂં અવ્વલ પરવરદેગારનાં શુકર,
"જે મુજ પર છે અપરંપાર મેહેરબાન,
"પછી જે જે જોયું છે મેં પેલી જહાન
"ને સાંભળ્યું છે, તેનું કરીશ હું બ્યાન."

## બેહેશ્ત તથા દોઝખનો અહેવાલ અર્દા લખાવે છે.

ધરી બાજ, ખાણાને આપી ઇનસાફ,
"તેડાવો નવીસંદો," બોલ્યો વિરાફ,
"કે બેહેસ્ત ને દોઝખનો જે બોલું અહેવાલ,
"બધાંને રોશન કરવા લખે તતકાળ,
"કે થાય જેથી વાકેફ કુલ આલમ તમામ
"કે નેકોને નેકીનાં લાયક ઇનામ,
"ને બુરાંને બુરાઇની સજા ઘટિત,
"મિનોઇમાં કેમ આપે છે દાદાર ખચિત."
નવીસંદો બેઠો ધરી પુખ્ત ધ્યાન
વિરાફે જે દીઠું તે લખવા દાસ્તાન.

## સરોશ સાથ અર્દાની મુલાકાત.

નીચે મુજબ બોલ્યો પાક અર્દા નેકનામ :
મેં જેવી પુરી કીધી હોમ–રસની જામ,
ને કીરતારની ભક્તિમાં રોકયું મુજ મન,
કે લાગ્યો મને મારો જાન છોડી તન
પસાર થતો ઉંચે બીજી જગ અંદર,
સરોશ યઝદ જયાં મને પડયો નજર.
પરસ્પર સલામ થઇ, ને બોલાવ્યો ખાસ
સરોશે ઇશારત કરી મને પાસ,
ને બોલ્યો "વિરાફ! તું કરી દૂર સફર
"તનોમંદ જગત છોડી આવ્યો ઉપર.
"ભલે આવ્યો છે તું આ મિનોઇ મુકામ,
"ખુશી છું તને જોઇને અર્દા આ ઠામ.
"પુરો તારો વખ્ત થાય તેની પેહેલાં લ્યાં
"શું કામ આવ્યો છે તું મિનોઈ જહાનમાં?"
કરી સેજદો આપયો મેં તેને ઉત્તર,
"સરોશ યઝદ! જાણ અર્દશીર નામવર,
"ને દરબાર ને મોબેદ ને દસ્તુર વિદ્વાન
"તરફથી હું આવ્યો છું આ મિનોઇ જહાન,
"કે બેહેસ્ત ને દોઝખ તણું લઇ જ્ઞાન પુર,
"અધર્મ, અસત્ય તમામ કરીએ દૂર,
"ને પાકીઝે પરવર જે એકજ ખોદા
"બસ તેનેજ અમે માનીએ દીલથી સદા."

સરોશ મારો કર ઝાલી બોલ્યો "વિરાફ,
અગર તારી મનશની હોય પાક સાફ,
ને નૈયત પવિત્ર જો હોય તારી તો,
તું રેહે ઉંચે ચહડવાની ઢબે ઉભો,
જેમ દાદરપર ચહડતાં પગ કરીએ ઉંચો."
મેં તુરત તેમ પગ મારો ઉંચો કીધો.

પછી બોલ્યો સરોશ "જો ગવશની સાફ
"હોય તારી તો બીજો પગ ઉંચક વિરાફ."
મેં તેમ કીધા બાદ સરોશ બોલ્યો " અગર
" કુનશની હોય નેક તારી, એક કદમ ભર."
મેં કીધું જેવું તેના કહ્યા સર કે
દીઠો ચિન્વત પુલની મેં આગલ્ મને.

## ચિન્વત પુલ.(૩)

છે જીંદગી ને મરણુનો ચિન્વત પુલ,
જે જોયો મેં પ્હોળો ને સપાટ બીલકુલ.
સરોશ બોલ્યો " કર હેઠે જગપર નજર."
નીચે જોતાં મેં જોયું અશો એક નર-
નું રૂહ જે બની ખાકી તનથી છુટું
તુરતનુંજ, બીછાના પર બેઠું હતું.
તે ખુદ સાથ હતું બોલતું નીચલા સુખન,(૪)
" પહરેઝગાર અશો શખ્સો પામતાં મરણ,
"રવાન તેમનાં બને છે ખરાં ખુશાલ;
" મેં નેકજ કીધાં કામો, રાખી નેક ચાલ,
"ખોદાપર ઇતબાર અને ખોદા પર વહાલ,
"તો જોઉં છું આજે ચિન્વત સપાટ વિશાળ."

## સુંદર કુમારીકાનાં રૂપમાં નેક કેરદારનું આવવું.(૫)

સરસ સુંદર બાગ મને પડયો નજર,
-જ્યાં ઉગેલાં ફુલો અજબ, મનોહર,
પમરતાં મીસાલે કસ્તુરી, અંબર;
પવન ફુકતાં દક્ષિણથી, આવી નજર
જવાન એક કુમારીની સુંદર સુરત,
અનોપમ હતી જે મનોહર મુરત,
તેનાં લાંબાં ઝુલફાંના પેચદાર બાલ
પવનની લેહેંકી અંદર ઉડતા ખુશાલ.
તે સુંદરીપર ઠેડવી મેં મારી નજર,

નીચેની દુન્યા પરનો પેલો પાક નર,
મેં છુટું રૂહ જેનું હતું જોયું ત્યાં,
તે રૂહ તરફ વધી તે સુંદર કન્યા.
તેં ખાકી બદનથી મૂક્ત પામેલું રૂહ,
જોવા હવે લાગ્યું તે કન્યાનું મુહ.
મીઠાશ અને માયાથી દીપતી સુરત,
જોઈ રૂહને આવી ઘણી ધીરજ, હિમ્મત.
તે બોલ્યું "તું કોણ છે, કર મને ખબર,
"જગત હાડમંદમાં સોહામણી સુંદર
એવી કન્યા દીઠી નથી ઉમ્રભર."
એમ બોલી તે કન્યા "છું તુજ નેક કેરદાર,
"અશોઇમાં કીધી છે તેં જીંદગી પસાર,
"હું છું તાહારી નેકી, ભલાઇનો આકાર.
"વિશ્વાસ, આશ, સખાવતમાં દિવસ સમાન
"ગુજાર્યા તેં તેનું હું જેમ કરૂં બયાન,
"તેમ તેમ મારી સુંદરતા વધે ઘણી.
"પાક આતશની કીધી છે તેં જાલવણી,
"તથા પેગમ્બર જરાથુશ્ત્ર સ્પીતમાન
"તરફથી મલેલી જે દીન માઝદીઆન,
"તે મુજબ તેં ક્રિયા કીધી બેગુમાન."

જે ખુશ રીતે કન્યાએ કહાડયા સુખન
તે સાંભળીને રૂહ બન્યું ઘણું મગન,
હિમ્મતથી તેણીનો લીધો હાથમાં હાથ
ને કીધો પસાર ચિન્વત તેની સંગાથ.
કદમ પે કદમ તેઓ શેતાબ વધ્યાં,
લઇ હાથોમાં હાથ પાંચે બેહસ્તે ચહડયાં.(૬)

### ઝર્થંગ ગોશ સગ.

સરોશે મારા હાથપર મુકયો નીજ હાથ,
ને પુલ ભણી પ્હોંચ્યા અમ બંને સંગાથ.
અમે પુગ્યા તે પુલને શિખરે જયાર,

એક બાજુએ જોયો સદંતર અંધકાર.
અઠડયો એક આવાજ મારા કાનને ત્યાર,
જે આવાજ હતો બહુ કઠોર, ભયંકાર.
મેં જોયો એક સગ,* ચશમ ફેરવતાં વાર,
બંધાયલો પટા સાથે સોનેરી દોર,
ને કહાડતો ગળાંમાંથી આવાજ કઠોર.
તે પુલનો હતો જે ભાગ રોશનમંદ,
ત્યાં સોનાની સાંકળથી સગ હતો બંદ.
ભયંકર તેનું ભસવું એવું જબુન,
એવા દાંતો તીક્ષણ, ને એવું ઝનુન,
કે લાગી દેહેશત મજબુત જોતાંને વાર
એ કરશે ચીરી નાખી મારો શિકાર.
પણ આવ્યું મને મુજ પાક જીંદગીનું ધ્યાન,
ને મનમાં હું બોલ્યો "શા કાજે હેરાન
"એ સગ મને કરશે? કરૂં કાંય ફિકર,
"જો જીંદગી ગુજારી મેં અશોઈજ અંદર?"

સરોશ યઝદે પછી કહ્યા સુખન,
મધુર સ્વરથી આપી મને ઉત્તેજન,
"ઓ અર્દાવિરાફ! ના કંઇ અંદેશો રાખ,
"ગુજારી છે જીંદગી એવી તેં પાક,
"નથી કંઈ સબબ દીલે રાખવા ફિકર,
"પનાહ છે અહુરમઝદની તાહારા ઉપર.
"અમે છઇએ તુજ પાસે અત્રે હાજર
"દહુમ, આસ્તાદ, વાયۜ†, રસ્નુ, દીન, ને આદર."

---

* આ સગ વીષે ખોદારામ બીન બેહરામનાં તેમજ કરાણીનાં અર્દાવિરાફ નામામાં એક બોલ નથી.

ગ્રીક માઇથોલોજી મુજબ સરબેરસ નામનો એક વિકાળ કુતરો હેડીઝ (Hades, મુવેલાંઓનાં રવાનોનાં મકાન)ની ચોકી કરે છે.

† રામ યઝદ.

તે યઝદો સંધા સાથ કીધી મેં વાત,
નામ દેતાંને વાર પડયા નજર સાક્ષાત.
મેં પુછ્યું તેમને "કાંય આ સગ જોરેમંદ
"હ્યાં સાંકળથી ઝકડીને કીધો છે બંદ ?
"છે રાખેલો એને અહીં શી મકસદ કાજ ?
"ભયંકર કાંય કાહાડે છે એવો આવાજ?"
જવાબ આપ્યો મને સરોશે તત્કાળ,
"ધ્રુજાવે આહરેમનને એ સાદ વિક્રાળ.
"છે ઝર્યંગ ગોશ નામ એનું, એનો આવાજ
"દેવો સાંભળી ધ્રુજે, ને થાય [લાઇલાજ.
"તનોમંદ જગતમાંની જીંદગી દરમ્યાન
"અગર કોઇએ કીધો હોય સગને હેરાન,
"યા કીધો હોય ઠાર યા તો દીધો જખમ,
"તો ઝર્યંગ ગોશ તેને અટકાવે આ ગમ.
"તે વાસ્તે તું ગેતીમાં જઇને, વિરાફ,
"સંભાળ સગની કરવાને સમજાવજે સાફ."
સરોશ વળી પાછો ધરી મજનો હાથ
તે પુલને પેલે પાર લઇ વધ્યો સંગાથ.

## મેહેર દાવર અને રશ્નુરાસ્ત.

ત્યાં જોયું મેં હવે મેહેર યઝદનું તખ્ત ;
હતો પાસે ઉભેલો રશ્નુ નેકબખ્ત,
જેના હાથમાં ઇનસાફનું ત્રાજવું હતું,
જે કંચનનું ઉત્તમ બનાવ્યું હતું.
તેની ડાબી જમણી તરફ પાંચ હજાર
ફિરેશ્તાઓ ઉભા હતા અર્ઝ ગુઝાર.
જેઓની અરજ પર લક્ષ આપતો તુરત,
લખી હોય તો વાંચતો પલક એકમાં ઝટ.
સલામ મેં કીધી ને બજાવી આદાબ,
જેનો દીધો તેઓએ મને જવાબ.
ફરી વળી તેઓ સહુ મારી અતરાફ,

સવાલ કીધો મજને "ઓ અર્દાવિરાફ !
"હજી તારો પુરો થયો નથી વખ્ત,
"તો આવી કેમ શકયો અહીં, ઓ નેકબખ્ત?
"તું કઇ તરેહ આવ્યો આ દુરને મકાન?
"તું કેવી રીતે પ્હોંચ્યો આ ઉંચે સ્થાન?"
ઉત્તર આપ્યો મેં "તે પાક પરવરેદેગાર-
"ની મેહેરથીજ હું આવી શકયો છું આએ બાર.
"ઈરાન દેશના શાહ અર્દશીર બાબેકાન,
"તથા તેના મોબેદ, રૈયત, પીર, જવાન-
"ની ખાહેશથી આવ્યો છું બેહેસ્તને દોજખ-
"ના ભેદો હું જાણુવા, કે ગુમરાહી ને શક
"થઈ દૂર સચ્ચાઇ પાછી જગતમાં પંથરાય,
"અધર્મ ને નાસ્તિકપણું દફે થાય."

## અર્શ–કુરસી તખ્ત.

આ વખ્ત પેલું રૂહ ફરી પડ્યું નજર,
તથા પુર ભભુકદાર રોશની અંદર
મેં દીઠાં બીજાં રૂહ, મુજ બેશીઓ તે
પાક જરથોસ્તી દીન મુજબ ચાલેલાં જે.
મુજ નજદીકમાં આવી હરખ, ખુશી સમ,
તે બોલ્યાં કે "હાડમંદ ધરતી ચોગમ
"જયાં પાપ અને દુ:ખો ઉભાય બેશુમાર,
"શું ત્યાંથી તું પામ્યો છે અહીં પુલ ગુઝાર?
"આ સુખ્યારો મુલક જોવા આવ્યો તું,
"જયાં નથી અખંડ સુખ સિવાય કશું?"
એમ વાત ચાલતાં, આવ્યો બહમન અમેશાસ્પંદ,
ને હાથ મારો પકડી તે બોલ્યો "બુલંદ
તે સોનેરી તખ્ત જેનું અર્શ–કુરસી નામ
દેખાડું તને, ચાલ." આ બોલી કલામ,
વધુ ઊંચે બહમન મને લઇ ગયો,
જયાં તખ્ત તણો ઝળકાટ હું નિરખી રહ્યો.

તે તેજસ્વી તખ્તની ઝલેહનું વર્ણન
કશું કરવા નથી મુજ કને સુખન.
બહુ હર્ષ માનથી ઉભાયું માહારૂં જીગર,
ફિરેશ્તા અસંખ ત્યાં મેં જોયા હાજર.
સરોશ યઝદ બોલ્યો ફરી મુજ ગમી
"ખોદાના આ તખ્તને કર સેઝદો નમી."
અતિ માન ને આભારી દીલે શેતાબ,
નમન તખ્તને કીધું, બજાવી આદાબ.

## બેહેશ્ત પેહેલું, હમેશ્તગાન.

સરોશ પાછો લઇ ગયો ચિન્વત ઉપર
જે પુલની એક બાજુએ પડયું નજર
બહુ મ્હોટું ટોળું, વસ્ત્રે ઢંકાયલાં અંગ.
સરોશને મેં પુછયું, "છે કોણનો આ સંગ?
ને શા સારૂં એકઠાં થયાં આ મકાન ?"
સરોશ બોલ્યો સ્થળ આ છે હમેસ્તગાન
યા બેહેશ્ત પેહેલું : જે સંધા અહિં છે રવાન
તે રસ્તાખેજ સુધી રહેશે આ મકાન,
સવાબ તથા પાપ એમને કીધાં સમાન.
ત્યાં ઠંડી, ગરમી એમને સોસવી પડે,
જોઇ એવી ખુદ હાલત ઉદાશીમાં રેહે.
સવાબનું ગુનાહથી હોય જ્યાદા પ્રમાણ,
કે પાપ હોય સવાબથી વધુ તો, તું જાણ,
પ્રમાણમાં મલે બેહતર, બદતર મકાન."

## બેહેશ્ત બીજું, સતર પાયા.

બીજું બેહેસ્ત, જેનું સતર પાયા નામ,
સરોશ સાથ ગયો હું હવે તે મુકામ.
ઘણું લોક જમા થયલું હતું તે ગમ,
ચેહેરા જેમના નુરમંદ સેતારા કીસમ.

"એઓ કોણ? જમા કાંય આ મુકામ અંદર?"
સવાલ મેં કીધો, સરોશ બોલ્યો ઉત્તર
"આ રૂહો તું જોય છે તે તેઓનાં જાણ
"જે જીવતાં હતાં ત્યાર હતાં દોલતવાન.
"એ દોલતથી એઓએ કીધું કલ્યાણ,
"પણ જોઇએ તેથી કીધું ઓછે પ્રમાણ.
"એમ નહીં કે વધુ કરવા હતાં નારાજ,
"ઓછું કીધું કેવળ આળસાઇને કાજ.
"એ કારણે એઓને અહીં રાખ્યાં છે,
"ન આ ઠામ એઓ હરગેજ છોડી શકે."

## બેહેશ્ત ત્રીજું, માહા પાયો.

જે ત્રીજું બેહેશ્ત, જેનું છે માહાપાયા નામ,
સરોશે મને તે દેખાડયું મુકામ.
રૂહોનું મેં ઝુંડ મ્હોટું જોયું તે ગમ,
હતા જેમના ચહેરા પુનમ-ચંદ્ર સમ.
"આ કીયું મકાન છે ને કોણનાં આ રૂહ?"
મેં પુછયું સરોશને, ફેરવી મારૂં મુહ.
સરોશ બોલ્યો "માહપાયા બેહશ્ત એ કેહવાય,
"અશો છે રવાનો જે અત્રે દેખાય;
"મનશની હતી પાક એઓની, મગર
"કીધી રબની ભક્તિમાં ગફલત, કસર;
"હમેશાં રહેશે એ બધાં આ મુકામ,
"પણ યાદ આવશે અંતઃકરણમાં મુદામ
"હજુ વધુ શાદકામ થઇ શકતે જરૂર,
"હજુ શ્રેષ્ટ મેળવતે મુકામ પુર-નુર,
"જો દીનની ફરજો બજાવી હોત પુર."

## બેહેશ્ત ચોથું, ખોરશેદ પાયા.

વધી આગળ ત્યાંથી અમ પ્હોંચ્યા મકાન,
નુરી જેનો ઝલકાટ ખોરશેદ સમાન,

ન થડી શકી જેપંર મારી નજર,
હતાં જયાં રૂહો, સજી વસ્રો સુંદર,
બિરાજેલાં સોનાનાં તખ્તો ઉપર.
"આ મુકામ કીયું છે?" મેં કીધો સવાલ,
"સવાબ શું કીધાં, ઓ સરોશ કહે અહેવાલ,
"કે પામ્યાં એ રૂહ આવું ઉત્તમ મકાન,
"જયાં તખ્તનશીન બેઠાં છે શાહો સમાન?"
સરોશ બોલ્યો કે "આ પ્રતાપવંત મુકામ
"છે ચોથું બેહેસ્ત જેનું ખોરશેદ પાયા નામ.
"જે રૂહોને અહીં જોય છે તું તખ્તનશીન,
"તે ગેતીમાં ચાલેલાં પાળી પાક દીન.
"તમામ જીંદગીભર અશો કીધાં કાર,
"સુખન રાખ્યા નેક ને નેક રાખ્યા વિચાર;
"સેવટ સુધી દીન ઉપર રહી ઓસ્તવાર,
"બજાવતાં રહ્યાં ધર્મની ફર્ઝ અદા;
"સખાવતમાં હાથ રાખ્યો છુટો સદા.
"ઇનામ તેમને મલ્યું આ બેહેસ્તે બુલંદ,
"દીદાર એમના એ ખાતર છે નુરમંદ."

## અહુરમઝદનો સાદ અર્દાને કાને પડે છે.

વધી ત્યાંથી પ્હોંચ્યા એક રોશન મકાન,
ભભુકદાર ઝલકાટથી હોશ થઈ હેરાન.
એ એજમતી ઝલકાટનું કેમ કરૂં બયાન,
જે ઝલકાટ જોતાં સમેત હું ભુલ્યો ભાન.
"ઓ અર્દા!" સરોશ બોલ્યો "હુશ્યાર કર દેલ,
"છે હોરમઝદ દાદારનો મિનોઈ આ મેહેલ.
"તું બન્ને હાથ જોડી બજા લાવ આદાબ,
"નમી કર સેઝદો, ઓ અર્દા, શેતાબ!"
નમાવ્યું નીચું મારૂં અદબથી સર,
આભારી લાગણીથી ઉભાતે જીગર.

આવાજ ગેબી તે વેળા પડગ્યો મુજ કાન,
સમાયલો મીઠાશ જેમાં અમૃત સમાન.
તે આવાજે સરોશને કીધો હોકમ,
"સરોશ આપ વિરાફને સમજ હર કીસમ:
"બતાવીને બેહેસ્ત અને દોઝખ મકાન,
"આપ નેકી ને બુરાઇના બદલાનું જ્ઞાન."
તે આવાજના મીઠાશે ખુલ્યું જીગર,
ફરી આવ્યો હું પાછો મુજ હોશ અંદર.
સરોશે મને આપ્યો મિનોઇ ખોરાક,
હું જમ્યો ધરી બાજ, કરી હાથ પાક.

## અરદીબેહેશ્ત અમેશાસ્પંદનો અર્દાને ઉપદેશ.

ફરી કરી કુરનશ, કંઇક પાછળ કદમ
અમે હટયા, જ્યારે નજર પડ્યો અમ
ઝલકમંદ ખોરેહ, કે જેની અંદર
અશો અરદીબેહેસ્ત મને પડયો નજર.
પગે પડતો અટકાવી મને, નેકનામ
ભલા અરદીબેહેસ્તે કીધી ખુદ સલામ;
ને કાળજીથી પુછી ખેરઆફીયત, ખબર,
ને બોલ્યો "ઓ અર્દા ભલા અશો નર!
"છું ખુશી તને જોઇ આ યઝદો સાથ,
"પરંતુ છું દલગીર યાદ આપવા એક વાત;
"જે મેલી હતી પાક આતશ ઉપર
"તેં કાઢી લીલી." મેં એમ આપ્યો ઉત્તર,
"નથી યાદ મને ને હું છું બેખબર
"જે આજાબ મેં પાડયો છે આતશ ઉપર.
"મગર રહીશ હવેથી ખબરદાર પુર,
"તુજ કેહેવાપર કાળજી બસ રાખીશ જરૂર,
"અને કાઠી ઉત્તમ ને સુકી નરદમ
"હવેથી પાક આતશપર બાળીશ હરદમ."
પાક અરદીબેહેશ્ત બોલ્યો "વિરાફ નેકઝાદ!

"આ કાયદો રેહવો જોઇએ હમેશાં યાદ,
"કે કાઠી બાર મહિનાની સુકી સિવાય
"પવિત્ર આતશ પર ન હરગેજ બળાય."
હવે નેક ફિરેસ્તાઓ, ઝાલી મુજ હાથ,
મને એક જગા ઉપર લઇ ગયા સાથ,
જ્યાં કાઠીઓ લીલીનાં પાણી જમાવ
થઇ બન્યો હતો એક ગંધીલો તલાવ.
નેક અરદીબેહેસ્ત બોલ્યો કે "રાખ પુખ્ત ધ્યાન!
"ને સુકીજ કાષ્ટ બાળવા કહેજે ફરમાન."(૭)

## બેહેશ્ત પાંચમું, ગરોથમાન.

ગયા અમો ત્યાંથી પછી એક મુકામ,
જે પાંચમું હતું બેહેશ્ત, ગરોથમાન નામ;
અરે તેની રોશનીનો એવો ચમકાટ,
ને યાકુત ને હીરાનો એટલો ઝમકાટ,
કે ઉગ્યો હોય આફતાબ મધ્ય આકાશ,
વધારે તેનાથી બી ત્યાંનો પ્રકાશ.
અહા! દેખાવ એવો નૂરમંદ હતો તે ગમ.
ઝમકતી ગોયા વીજળી ચાલુ ઝમઝમ
મેં પૂછ્યું, "મથક છે આ કીયું બુલંદ?
"જવાહીર છે કીયાં આ આવાં નુરમંદ?"
સરોશ બોલ્યો "જેમનાં હતાં રાસ્ત ઇમાન,
"છે તેઓનું ગરોથમાન રોશન મકાન.
જગતમાં કીધાં તેમને સદગુણી કાર,
"જાહેર રૂપે જોય છે તે ત્યાં જલેહદાર.
"એવાં તેમનાં રૂહ બન્યાં પાકીઝેહ પુર
"કે થાકે તુજ આંખ જોતાં તેઓનું નૂર."

## બેહેશ્ત છઠું, અસર રોશાની.

ફિરેસ્તા બન્ને તે મારા નેગેહબાન,
ગયા દોરી મજને છઠાં બેહેસ્ત—મકાન.

અસર રોશની હતું તે બેહેસ્ત તણું નામ,
ઘણાં રૂહનું હતું તે સુખી મુકામ.
તાજ સોનેરી મેલેલાં તેઓને સર,
ને રૂપેરી, કસબી, પોશાક તન ઉપર,
ચલકતા ચહેરા તેમના નૂરમંદ પુર;
નજર તેમને મારી પર ફેંકી મધુર.
થયું એથી જીગર બહુ મારૂં ખુશાલ,
મેં પૂછયું, "ઓ યઝદો! આપો એહેવાલ,
"આ ટોળો કોણ? કીધાં કેવાં ઉમદા કામ,
"કે પામ્યાં આવાં ઉમદા બેહેસ્તનું ઇનામ?"
તે યઝદોએ આપ્યો એવો ઉત્તર—
"આ તેઓનાં રૂહ જેમને ગેતી અંદર
"સખાવતમાં હાથ રાખ્યો લાંબો સદાય,
"દઈ યથાયુક્ત કામમાં વેળાસર સહાય,
"ખરાં કામ પરોપકારનાં કીધાં હમેશ,
"બતાવી ન ઇતરાટ, ગરૂરી ન લેશ.
"અનાથ બચ્ચાં શોધી, ને વિધવા મોહતાજ,
"પાક નૈયતથી તેમની ધરી હૈયે દાજ.
"વધુ નથી કહેવાની અમને જરૂર,
"અશોઇથી હતી એમની જીંદગી પુર."
ભલાં એમનાં કામનો આ બદલો ઉમદા
જોઇ, ખુશીની લાગણી થઇ મને બરપા;
મુજ હૈયાંમાં ઉત્પન્ન થઇ એવી ખાહેશ
"અહા, કેવું મજેહનું જો રહું ત્યાં હમેશ!"
સરોશ ગયો પામી મુજ મનનો તુરંગ,
ધરી હસ્ત મારો તે લઈ ચાલ્યો સંગ.

## દીન આઇનની ફરજો બજાવનાર પરહેજગારોવાળું બેહેસ્ત.

જણાઈ બીજી ટોળકી કે જેઓના ચહેર
દીપાયમાન હતા રોશન આફતાબની પેર,
પોશાક રંગીન તેમના એવા જલેહદાર,

ખુદ રોશનીથી જાણે હોય વણ્યા તૈયાર.
સહુ બેઠેલા તખ્તો પર બિરાજમાન,
નૂરી તેમના ચહેરા સૂર ચંદ્ર સમાન.
ખુશાલ વાતચીત કરતા હતા પરસ્પર
બહુ મલકાતે મુખે ને હસ્તે જીગર.
કીધો સરોશ યઝદને મેં આ સવાલ,
"સુનાવો એ ટોળાનો મને એહેવાલ."
તે યઝદે આપ્યો મને એમ જવાબ,
"એ લોકોએ કીધાં છે ઉત્તમ સવાબ,
"હતા એઓ હેરબદ અને પરહેજગાર,
"પાક આતશને કાળજીથી રોશન રાખનાર,
"ને દીન આઇનની ફર્ઝોમાં ચુસ્ત ઓસ્તવાર.
"ન પાણીનેબી દીધો આજાબ બિલકુલ,
"હર ગેહગેહની બંદગીમાં રહેતા મશગુલ.
"રાખી પાંચે ઇંદ્રિપર કાબુ મક્કમ,
"પવિત્રાઇથી કીધી ખુદ જીંદગી ખતમ.
"એઓની એવી સાત્વિક અશોઇને કાજ,
"આ બેહેસ્ત એમણે મેળવ્યું છે સરફરાજ."

## ઇનસાફી બાદશાહોવાળું બેહેશ્ત.

હજી ભર્યાં આગળ અમોએ કદમ,
ને આવી અમ પેહોંચ્યા વળી બીજી ગમ,
ઘણુંએક રવાનો હતાં જ્યાં જમા,
સફેદ શુદ્ધ પોશાક હતો અંગમાં.
જવ્હેરાત ને મોતી અતિશ મુલ્યવાન
સજી શણગાર અર્થે, હતાં દીપાયમાન,
હવા અંદર ફરતાં ફિરેશ્તા સમાન.
હતો ચહેરા પર એવો રોશન ઝલકાટ,
જણાતો જેથી જાહેર દિલનો હરખાત.
"છે આ કોણનાં રૂહો?" મેં કીધો સવાલ,
"બેશક એઓ દીસે છે બહુ જાહોજલાલ.

"એવાં કયાં કીધાં એમને નેકીનાં કાર,
"ફરે છે કરી આવો બેમૂલ શણગાર,
"ઇનામ મેળવી આવું ખુશ બેહેસ્ત—દ્વાર?"
તુરત મને આપ્યો સરોશે ઉત્તર,—
"છે બાદશાહો આદેલનાં રૂહ બખ્તાવર;
"હતો રાસ્ત એ શાહોનો એતેકાદ,
"ઇનસાફ આપી ચોખ્ખો, રહેતા દિલથી શાદ.
"ભલું કરવા રૈયતનું પુર કાલજીમંદ,
"ને દાદ લેવા રંક તણી કરતા પસંદ.
"જે લાયક હોય તેઓ પર કરતા બક્ષેશ,
"ઘટિત શિક્ષા ભુંડાને દેતા હમેશ.
જે એઓએ કીધાં ભલાં નેક કાર,
"ને મોબેદોને આપ્યો આશ્રય, આધાર,
"બજાવી બેહેતર દીનની ક્રિયા તમામ,
"તે સર્વેનો મેલવે છે બદલો આ ઠામ."
ખુશાલી થઈ ઉત્પન્ન મુજ દિલે તમામ,
કે પામી ભલાઈ એમની આવું ઇનામ!

## પાક દસ્તુરો તથા મોબેદોવાળું બેહેશ્ત.

મુજ સાથીઓ લઇ ગયા દોરી મને
બીજાં એક બુલંદ બેહેશ્તની કને.
રવાનો ઘણાં મજને પડયાં નજર,
બિરાજેલાં સોનાનાં તખ્તો ઉપર.
બિછાવેલી તખ્તોપર ગાદીઓ ખાસ,
ફિરેસ્તા ઉભેલા તે તખ્તો આસપાસ,
મકાન તે હતું કંઈ ઓર ભપકાદાર.
મેં પુછયો સરોશ પાકને સવાલ તે વાર,
"કીધાં શું એઓએ એવાં રૂડાં કાર
"કે મહાભારત પામી આં આવું ઈનામ,
"બિરાજ્યાં છે તખ્તોપર સુખરૂપ તમામ?"
સરોશે કહ્યું, "દસ્તુર ને મોબેદાન

"પહરેઝગારનાં છે આ પાકીઝેહ રવાન.
"કીધાં એમને યોજદાથરેગરી કામ,
"સાબુત પાળ્યાં ધર્મનાં ફરમાન તમામ.
"મુવક્કલ છું ખાસ હું એઓની ઉપર,
"કરૂં વૃદ્ધિ એઓનાં સુખની અકસર.
"જે દીની ફરજોમાં કરે કસુર,
"હું તેવાનો શત્રુ છું સખત જરૂર."

## અશો ઓરતોવાળું બેહેશ્ત.

હું વધ્યો આગળ, કરી તેમને સલામ,
હતા મારા સાથી બેઉ યઝદ નેકનામ.
અમે આવી પ્હોંચ્યા એક ઉમદા મકાન,
જ્યાં દીઠાં અશો ઓરતોનાં રવાન.
પોશાક તેમના કિમતી કસબદાર જરરીન.
હીરા મૂલ્યવાન, મોતી, જવ્હેર રંગીન.
જડાવદાર સોનાનાં પેહરેલાં તાજ,
ખુશીભર્યા તેમના ચહેરા સરફરાજ.
મજાહ ને રામશનીમાં હતાં મશગુલ,
ફિરેસ્તાઈ બચ્યાં કીસમ નિર્દોષ બિલકુલ.
મેં પૂછયું સરોશને, "આ નારો સુંદર
"છે કોણ આ મકાને આવાં બખ્તાવર?
જવાબમાં એના બોલ્યો સરોશ નેક,—
"છે રૂહ એ ઓરતોનાં જેઓએ ટેક
"ને મર્યાદા જાળવી, આચાર ને વિચાર-
"માં રહ્યાં ખુદ ખાવિંદને ચુસ્ત વફાદાર.
"ન નેકીની રાહથી ઉઠાવ્યું કદમ,
"ગરીબાઇમાં પણ પામી સંતોષ હરદમ,
"પવિત્ર દીન માઝદીઅસ્નાનના કલામ
"મુવાફેક એ ઓરતો ચાલ્યાં તમામ.
"પાક પરવરદેગારે આ નેકીને [illegible]જ
"આ બેહેસ્તમાં એઓને કીધાં સરફરાજ."(૯)

## શુરા પેહેલવાનોવાળું બેહેસ્ત.

અતિ આનંદ પામ્યો હું સાંભળી આંખ્યાન,
દુવા દઇ, મેં છોડયું તે ભવ્ય મકાન.
મુજ સાથીઓ સંગ પ્હોંચ્યો બીજે મુકામ,
કદાવર જોયાં જ્યાં રવાન નેકનામ.
વધુ આફતાબ, માહતાબ કરતાં જલેહદાર
હતા તેમના ચહેરા, ને દીલે શણગાર
રૂપેરી સોનેરી ભારે ભપકાદાર.
અમૂલ્ય નંગ જડેલાં જંગી હથ્યાર—
કંઇ ગુર્જો ને તલવાર ને નેજા ખંજર—
તે જગ્યે ચોબાજુ મુજ પડયાં નજર,
જે લઇ તેઓ ફેરવતાં ખુશાલ જીગર.
મઘન થયો બહુ હું જોઇ તેમનાં દીદાર,
દરેક મુખે દીસતો ભલાઇનો ભંડાર.
મેં સાથીઓ મારાને કીધો સવાલ,—
"આ કોણ ટોળો છે તેનું બ્યાન કરો હાલ,
"કે આવું છે ઉત્તમ એઓનું મુકામ,
"જ્યાં સુખરૂપ ભોગવે છે એશ ને આરામ?"
જવાબ મળ્યો "તેઓનાં છે આ રવાન
"હતા જેઓ જંગી, શુરા પહેલવાન.
"ઘણા થયા એમને હાથ જંગમાં બેજાન,
"મગર કોઇને કીધા ન નાહક હેરાન.
"ગુજારી ન જાસ્તી, ન જુલમ હરગેજ,
"ને ખોટી ખરાબીથી રહ્યા પહરેજ.
"અનાથ બચ્ચાંઓ, તેમજ વિધવા લાચાર,
"પનાહ પામી એમની રહેતાં બેઆઝાર.
"ગરીબો ને દુ:ખીની દાઝ તેમને દીલ,
"સહાયે જવા જેમને કરતા ન ઢીલ.
"અહુરમઝદને કામ તેમનાં પડયાં પસંદ,
"મિનોઇ જહાનમાં આપ્યો દરજ્જો બુલંદ."

## બુરાં ખરવસ્તરોને મારનારાઓવાળું બેહેશ્ત.

તે યઝદો બન્ને, મારા નેગેહબાન,
ગયા લઇ મને હવે જુદે મકાન.
રવાનોનો ટોળો જ્યાં પડયો નજર,
જમા થયલા તે મિનોઈ મુકામ અંદર.
બહુ બોહોળો બગીચો હતો રોનકદાર,
તરેહવાર ઝાડોની લાંબી અલગાર,
ઉભાઈ રહેલાં લચલચતાં ફુલો ને ફળ,
ઝરફતાં ઝરણો, ને નાળાં નિર્મળ,
પમરતાં જેનાં પાણી અત્તરની પેર,
તળેટીએ તેમની ઝલકતાં જવ્હેર,
ને સોનેરી, રૂપેરી મચ્છી સુંદર
ચલકતી ઝલક ઝક પાણી અંદર.
બેરંગી પંખેરાંથી ડાળીઓ પુર,
સરોદ કાહાડતાં કંઠેથી જેઓ મધુર.
ઘણાએક ગવૈયા બગીચા અંદર
મિનોઈ ગાયન ગાઇને મગજ કરતા તર.
વળી બીજા કેટલાક લઇ ગાયન સાથ તાલ,
મજેહ સાથે કરતા હતા નાચ ખુશાલ.
બસ રંગ રાગ રામશનીની લેહઝત હતી,
બસ અત્તર ને ખુશબોની લંપટ હતી.
"રે કોણ આ સુખી લોક, કહો મને તમ,"
મેં પૂછ્યું, "જે ભોગવે છે આ સુખ ઉત્તમ?
"એ લોકોએ કર્યાં એવાં તે શાં કામ,
"કે મેળવ્યું એવું અનોપમ ઇનામ?"
મુજ સાથીઓ બોલ્યા "કે દુન્યા અંદર
"ઘણાં એમને માર્યાં બુરાં ખરવસ્તર.
"ઝેરી જંતુ સર્પો, ને જાનવર બુરાં
"જે માનવીને દેતાં હલાકી પુરાં,
"કીધો ઘણો તેઓનો એઓએ નાસ,
"આ બેહેશ્તનું ઇનામ તેથી પામ્યા છે ખાસ."

તે દિલબંદ જગ્યાપર ચોહોંટયું મુજ મન,
ને ખાહેશ થઇ હૈયાંમાં એવી ઊત્પન,
કે આ ટોળા જેમને ખરવસ્તર ખરાબ,
જે માનવીઓને ભારે દેતાં આજાબ,
તે માર્યા ને મેળવ્યું આ બેહેસ્ત ખુશાલ,
તેમ હુંબી એ બેહેસ્ત પામું એઓ મિસાલ.

## નેક ખેતીકારોવાળું બેહેશ્ત.(૯)

પછી પાક સરોશ અને અરદીબેહેસ્ત
લઇ દોરી ગયા મને નવે એક બેહેસ્ત.
તે સ્થળ બહુ રમણિય, મનોહર હતું,
છવાયલું લીલોતરીથી સુંદર હતું.
દેખાવ દિલપઝીર જોઈ મેં માન્યો આભાર,
ને યાદ કીધી હોરમઝદની માયા અપાર.
ત્યાં તુળસી ને લીંબું, મોસમ્બીનાં ઝાડ,
ખુશ સોહોડમ ફેલાવી, દેમાગ કરતાં શાદ.
દરખ્તો બુલંદના ઠંડ છાંયા હેઠળ
હતાં ઘણાં રૂહો કે જેઓ આગળ
ઘણી નારો ચહેરેનમુન નવજવાન,
રૂપાળી શિકલ બીજના ચદ્ર સમાન,
ખડી હતી તેઓની બરદાસ્તને કાજ,
સજી અંગે રૂપેરી, સોનેરી સાજ.
ગવૈયા વાજીંત્રો વજાડતા હતા,
સરોદો મધુર કંઠથી કાહાડતા હતા.
હતો મનમોહન એવો દેખાવ ઊત્તમ,
કે એમ બસ હું પોકારી ઉઠયો એકદમ,
"આહા! કેવાં છે બેહેસ્તો એકેકથી સરસ!
"રે ખુશનુમા કેવાં, રે કેવાં દિલકશ!"
દેખાવ હતો પુરો ખરો ખુશખુશાલ,
હું બોલ્યો, "ઓ યઝદો! કહો તમ અહેવાલ,
"છે આ ટોળાં કોણ કરતાં આવાં આનંદ?

"ખચ્ચીત હશે કામ એમનાં હોરમઝદ-પસંદ"
સરોશ બોલ્યો, "એ હતા રંક ખેતીકાર,
"પણ નેકીને રસ્તે રહ્યા ઓસ્તવાર.
"કીધી ખેતીકારીની ફર્ઝો અદા,
"ધીરજ સાથે ખંત રાખી દિલે સદા.
"કીધાં ઝાડો ફળદાર કરી પરવરેશ,
"રાહ સાચવતની ગેતીમાં રાખી હમેશ.
"સફંદારમદ એમનો છે પાસબાન,
"કે જેનાં એઓએ બજાવ્યાં ફરમાન.
"તું જોય છે તેમ એઓની કરવા ખિદમત,
"છે અબળા ફિરેસ્તા ખડાં ખૂબસૂરત."

સફંદારમદ પડયો મને નજર,
મેં સેજદો કીધો તેને ઝુંકાવી સર;
ને બોલ્યો હું, "ઓ નેક અમેશાસપંદ!
"કેવાં આ ઉંચે બેહેસ્ત રૂહ નેક-પસંદ
"તુજ રક્ષણે ભોગવે છે સુખો બુલંદ!"

## ગોસ્પદાનું પોષણ કરનારા ગોવાળ્યાઓવાળું બેહેશ્ત.

સરોશની પનાહ સાથ હું વધ્યો આગળ,
ને પ્હોંચ્યા અમો વળી બીજે એક સ્થળ,
ઘણા જયાં રવાનો હતાં તખ્તનશીન,
જવ્હેરાતથી જેબદાર જે તખ્તો જરરીન.
દીસે દબદબો મ્હોટા શાહો કિસમ,
રસાલા ખડા તેમની પિઠે હરદમ.
પોશાક તેમના કિમતી, ઉમદા, સરફરાજ,
દર તખ્ત પાસે અસ્પ એક શણગારેલો સાજ.
એ સુખરૂપ રવાનોથી હું ખુશ થયો,
બોરેહદાર દીદાર જોઇને તાજુબ રહ્યો.
મુજ પાસબાનોને પછી પૂછ્યો સવાલ,
"સુનાવો મને આ રૂહોનો અહેવાલ,
"છે ચહેરા જેમના સંતોષી ખુશ ખુશાલ.

"ને ભોગવે છે મરતબો શાહો મીસાલ."
જવાબમાં સરોશે કહ્યું આ રવેશ,
"છે રૂહો ગોવાળ્યાનાં, જેમણે હમેશ
"પશુઓ ને ગોસપંદનું કીધું પોષણ,
"બુઢાપા ને મંદવાડમાં લીધી જતન;
"બચાવ્યા ફાડી ખાનાર હેવાનથી જાન,
"ને આપ્યું રક્ષણ જ્યારે ફુંકે તોફાન;
"બપોરના ટપોટાથી બંચાવ કીધો,
"ગરીબ ને ગરજવંતને આશરો દીધો.
"ભલાઇનાં કીધાં કામ આવાં બેશુમાર,
"જે કાજ એમને મળ્યો છે અત્રે કરાર.
"ભલાં એવાં કામ છે ખોદાને મંજુર,
"તે બક્ષે છે એવાંને બેહેસ્ત પુરનૂર."

## સાતમું બેહેશ્ત.

સરોશે સમજ આપી આ સવિસ્તર,
ને બોલ્યો પછી તે ધરી મારો કર,
"રે લઈજા, તું લઈ જા, ઓ અર્દાનેક નર,
"વિચાર તું ખોદાપર ને ત્રણ પગલાં ભર."
મેં જેવો બજાવ્યો આ તેનો હોકમ,
કે જઇ પ્હોંચ્યો સાતમે હું બેહેસ્ત એકદમ.
બગીચો વિશાળ એક પડયો નજર,
હતાં દ્વારો સોનાનાં નરદમ નક્કર;
તરેહવાર સુગંધવાળાં ફુલો ને પાન,
જે સુગંધથી થઈ મારી અક્કલ હેરાન;
ગોલાબ ને સુસન ને શોભિતાં સુમ્બુલ,
તરેહ તરેહ ખુશબોદાર, રંગારંગ ફુલ,
મોસમ્બી ને સંતરા ને રસદાર અંગુર,
અનાર ને ઉત્તમ બીજા મેવા ભરપુર
ને તાજગી બક્ષનાર તરેહવાર ફળ
બેશુમાર ઝાડો પર ઊભાય થલ થલ.

પરંદાંઓ એકેકથી અત્યંત સરસ,
પિછાં, કલગીર જેઓનાં રંગીન દિલકશ,
સુરીલાં ખુશ કંઠે લેતાં તાન મધુર,
તે જોઈ, સાંભળી, થયું દિલ આનંદથી પુર;
ને આભારની લાગણીથી હું ઉશ્કેરાઇ,
વખાણ કરવા લાગ્યો તે શક્તિ એલાહી,
થઇ પેદા[1] જેથી આવી ઉત્તમ નવાઇ.

થોડું આગળ વધતાં પડી મુજ નજર
દમામદાર એક મ્હોટી ઇમારત ઉપર,
જેનો ઝલકાટ જાણે સૂર્ય તેજદાર,
જવ્હેરો જડેલાં જે પર બેશુમાર.
એક તખ્ત હતું ખાલેસ સોનાનું નરદમ,
બિછાવેલા ટકીઆઓ રેશમી નરમ.
બિરાજ્યો હતો જરથોશ્ત તે તખ્ત પર,
ઉભેલા તેની પાસે બેટા નામવર,
ભલા એસદવાસ્તર અને ઉર્વતતનર
તથા હવરેચીથ્ર ત્યાં ત્રણે હાજર.
તે ઉપરાંત ગયોમર્દ ને જમશીદ શાહ,
અને બીજા પવિત્ર વિદ્વાનો મહા,
જરાથુસ્ત્ર અશો પેગમ્બરની પાસ
મેં જાયનશીન દીઠા તે મુકામે ખાસ.
મુજ દિલે થઇ પેદા એક આરજુ તે વાર,
"ઓ ખાવીંદ જગતના, ઓ પરવરદેગાર!
"આ નામાંકિત નરોમાંજ રાખ મારૂં ઠામ!"
અને બોલ્યો હું "ઓ ફિરેસ્તા નેકનામ!
"ઓ યઝદો પાક! બસ હું રહું છું આ સ્થાન,
"નથી ચહાતો ફરવા ફરી ખાકી જહાન."
સરોશ બોલ્યો ત્યારે, "અરે અશો નર,
"ખોદાને તુજ અંતઃકરણ છે ખબર.
"સવાબનાં બજાવ્યાં છે તેં જે જે કામ,

"બક્ષશે તે કાજ બેશક નૂરી આ ઠામ.
"પણ હોરમઝદના પ્યારા, અરે નેક નર!
"છે કામ તુજ હજી બાકી દુન્યા અંદર.
"મિનોઇમાં જે જોયું, સમજ્યું છે ત્યાં,
"સમજ તેની સંપૂર્ણ આપવી છે ત્યાં.
"તમામ એક રૈયતની સરજત તુંપર
"છે લટકેલી, અર્દા, એ સબબસર."

## એક ગેબી અવાજ.

સરોશે ઓચર્યા જેવા આ સુખન,
પ્રકાશ એક થયો જાહેર અતિ રોશન,
ને સંભળાયો ગેબી એક આવાજ મધુર,
"રે રાખો પાક અર્દાની સંભાળ પુર.
"હવે એને લઇ જઇ દેખાડો મુકામ,
"ગુનાહોની થાય છે જ્યાં શિક્ષા મુદામ;
"કે પાછો ફરે હાડમંદ જગતમાં જ્યાર,
"કરે શાહે ઇરાનને એ વાકેફગાર—
"સવાબનાં કેવાં હોય છે ઉમદા ઇનામ,
"સજા કેવી ભોગવે છે પાપી આ ઠામ:
"બને તેથી વાકેફ કુલ રૈયત તમામ,
"ને અટકે વધુ કરતાં ગુનાહનાં કામ."

## સરોશ યઝદની નસીહત.

મને આગળ લઈ ચાલ્યા બેઉ રખેવાલ,
સમજ ઘણી આપી, બહુ કહ્યો અહેવાલ.
ઘણીએક ઉપદેશની સંભળાવી વાત,
ને બોલ્યો એમ યઝદ સરોશ નેકસિફાતઃ-
"મલે નવ કોઇ ચીજ મેહેનત સિવાય,
"કસી અંગ રોજીંદો કામદાર કમાય;
"કરે જેવાં ગેતીમાં નેકીનાં કાર,
"મિનોઇમાં મળે બદલો તે અનુસાર."

વધુ તેણે અક્કલની દીધી નસીહત,—
"છે ટુંકી હૈયાતી આદમની સરજત.
"તેને હિસ્સે ચાલુ ફિકર ને જંજાલ;
"આબાદ ને સુખી હોય પચાસ જો કે સાલ,
"બસ બોલ બોલતાં અણધાર્યા બને ખુવાર,
"ગરીબાઇ ને મંદવાડનાં બની શેકાર.
"ઘણાઓની લાયકાત એ રીતે કસાય,
"પણ તેમાંથી થોડાજ ફત્તેહમંદ થાય.
"સદી અરધી ભોગવ્યાં હોય પૂર્ણ સુખ,
"પરંતુ બસ એક દિનજ આવે કંઇ દુઃખ,
"ન એટલુંબી ખમવાની એમનામાં હામ,
"નિરાશામાં ડુબે, હામ છોડી તમામ.
"બસ મ્હોટે મ્હોંડે કરવા માંડે ફરિયાદ,
"ખોદાને વગોવે કે છે તે બેદાદ.
"ભોગવ્યા કીધાં સુખો જે બધો કાળ
"બસ એકદમ ભુલી જાય છે એઓ કંગાલ.
"નથી રાખતા એઓ યાદ દિલે સદા,
"હંમેશગીમાં પામશેજ બદકાર સજા.
"એ વાસ્તે, રે અર્દા! તું ધ્યાન રાખ પુર,
"બસ રાસ્તીને રાહેજ ચાલજે જરૂર.
"બતાવજે બીજાઓને બસ માર્ગ આ,
"પકડવી અહર્નીશ રાસ્તીની રાહ.
"રે ધ્યાન ધર, થશે આ બદન તારૂં ખાક,
"પણ કામો કીધાં હશે ઉમદા ને પાક,
"તો અમર તુજ આત્મા જશે બેહેસ્ત-દ્વાર,
"તેં જોયાં અહિં સુખ તે ભોગવશે અપાર.
"ના ખાકી તુજ તનની પરવા ઝાઝી કર,
"તુજ બેમૂલા આત્મા તણી કાળજી ધર.
"બદનને જો દુઃખ દર્દ કે ઇજા કંઇ થાય,
"દફે થઈ શકે લેતાં સેહેલા ઉપાય.

"પણુ જે કોઇનો બાતેનમાં આત્મા પીડાય,
"કરી કોણુ શકે તેનો લેશભાર ઉપાય?
"મુલક એકથી બીજે સફર કરવા ચાહે,
"તો સામાનની તૈયારી આગમજથી થાય.
"જરૂરી લુગડાં, લત્તાં, પાણી, અનાજ,
"તથા પૈસા રસ્તાની ખરચીને કાજ,
"એ વતરોગે જોઇતો કરતો સરંજામ,
"લેવાય છે રસ્તા વાસ્તે સાથે તમામ.
"પણુ કરવી છે સફર જે અંતને આખર—
"આ જગથી તે જગ તલક પ્રાણુની સફર—
"કશું બી કંઈ રાખ્યું તે માટે તૈયાર?
"છે કોણુ એ સફરમાં મદદે પ્હોંચનાર?
"ઓ અર્દા વિરાફ! ધર હું કહું તેપર ધ્યાન,
"હંમેશગી-સફર કાજે શું સરસામાન
"કરી રાખવો તૈયાર તેનું કહું છું બ્યાન.

"તુજ યારીએ પ્હોંચશે જે દોસ્ત તે ખોદા,
"પણુ દોસ્તી મેળવવા તું તેની સદા
"ધરી રાખજે ખોદાઇ રાહ ઓસ્તવાર,
"મક્કમ રાખી એતેકાદ, મક્કમ વિચાર.
"રસ્તા વાસ્તે ખોરાકી જોઇએ જે જે,
"તે શ્રધ્ધા, આશા, યાદ ભલાં કામની, છે.
"બદન તો છે તુરી ને જાન છે અસ્વાર,
"ખોરાક જોઇએ એમને તે સવાબનાં કાર.
"ન કાણુમાં અસ્પ રેહે જો નબળો સવાર,
"હોય અસ્પ નબળો, સવાર કેમ પામે કરાર?
"સંભાળ રાખવી પડે છે તેથી હરવાર,
"કે સાબુત હોય ઘોડો ને તેમજ અસ્વાર.
"આત્મિક અર્થે એ મુજબ, ઓ અર્દા જાણુ,
"સવાબના કાણુમાં જોઇએ તન ને પ્રાણુ.
"જો અસ્વાર ન રાખે પોતાની સંભાળ

"પણ રાખે વધુ પોતે અસ્પની જંજાલ,
"જગત તેને હસશે. પ્રથમ પરવરેશ
"બદન કરતાં આત્માની જોઇએ હમેશ.
"ઓ વિરાફ! અહુરમઝદ પાક મેહેરબાન
"ફરમાવે છે આદમને આ બે ફરમાનઃ—
"પ્રથમ, પાપ હરગેજ ન કરવું કભી,
"બીજું જે અનંત તેણે કૃપા કરી
"છે આદમ પર બક્ષેલી બક્ષેશ બુલંદ,
"તે કાજ રહેવું હરદમ તેના શુક્રમંદ.
"વિરાફ! કર જગતમાં તું આ આશકાર,—
"તજો ઠાલી મજાહ, છોડો અહંકાર.
"નથી માલ મિલકત લઈ જવાં સાથ,
"સવાબ કે ગુનાહો બસ આવશે સંગાથ.
"કરેલાં હોય ગેતીમાં નેકીનાં કામ,
"મિનોઇમાં તે પ્રમાણે મલશે ઇનામ.
"બુરઝીગર કે બાદશાહ, ગરીબ કે જરદાર,
"સવાબ મુજબ સૌ પામે ઇજ્જત આ દ્વાર.
"તેં ખુદ તારી નજરે દીઠો અહેવાલ
"છે કેવાં સર્વે અહિંયાં સુખરૂપ ખુશાલ.
"હોય ખીલતું જોબન ને જવાનીનો તોર,
"હોય આસુદું અંગ, બન્ને બાજુમાં જોર,
"આદમઝાદ સમજે રહેશે જાવેદાન
"જમીન, જર, ઘરબાર, દૌલત ને માન;
"સદા રહેશે બાગો લીલા ગુલઝાર,
"હમેશાં રહેશે દ્રાક્ષ-વેળ મેવાદાર.
"રે વિરાફ! આપ તું સમજ સર્વને
"તજો એ વિચાર ને છોડો ગર્વને.
"છે ઠાલા ને જોખમથી ભર્યા આ ખ્યાલ,
"ઝટ ઉડી જશે સહુ એક સ્વપ્ના મિસાલ,
"એવો બોધ દેજે અર્દા નેકફાલ.

"આખર કરમાઇ જાય છે ખીલી ગુલચમન,
"તે બોધ દે છે—જે નથી લેતું કોઇ જન—
"જગતથી પસાર થઈ જશે એ પ્રમાણુ,
"ન રહેવાનું કાયમ કશું જાવેદાન,
"સિવાય પાક પરવરદેગાર મેહેરબાન.
"ખોદા ઉપર તે વાસ્તે બસ બાંધવો ખ્યાલ,
"ખોદાવંદે રાસ્ત, દાવરે બેમિસાલ.
"નથી કોઇ મજાહ ખાલી બસ દુઃખ વગર,
"ઇજ્જત પુઠે નિંદા, ને ગુલ કાંટા પર,
"શરાબમાં ભરેલી છે મધુર લેહેઝત,
"પણુ જાસ્તી પીતાં આવે દુઃખ, ફઝીહત.
"રે ભોજન કદાપિ જો જાસ્તી ખવાય,
"તો દર્દ થઇ, હકીમ પાસ ફરજ્યાત જવાય.
"અરે સાદું પાણીબી જાસ્તી પીવાય,
"તો તેથીબી ઉત્પન્ન દિલે દર્દ થાય.
"શું ખાણીપીની, ઓરત, શરાબ મધુર,
"હરેક ચીજમાં અંદાજ તો જોઇયે જરૂર.
"ન અંદાજ ઉપરાંત કશું કરવું કદી,
"બેઅંદાજી પુઠે છે શિક્ષા ખડી.
"અગર ખાણું પીનું કીધું બેવજન,
"કે બેઅંદાજ કીધાં એશ, અશરત, ચમન,
"તો ખચીત તમામ સુસ્ત બને બદન,
"વિરૂધ્ધ દીનનાં કામને મલે ઉત્તેજન.
"જે કોઈ બેઅંદાજીમાં રહેશે ચકચુર,
"તે બાતેલ થશે બેહેસ્તદ્વારથી જરૂર.
"વિરાફ! આ ઉપરથી તું રહે ખબરદાર,—
"હવસોને આપી જો છુટ હદ બહાર,
"થવાની નથી તેથી ખોરમી બરપા,
"કે હૈયામાં નેકીની લાગણી પેદા.
"ઘણા માસે દાદગર પાસે ફરઝંદ,

"કબુલે છે અર્ઝ તેમની દાતા બુલંદ,
"પરિણામ કેવું નિપજે છે આકેબત?–
"જંજાલો, દરિઆ જેટલી રંજ, મુસીબત.
"તે બેટા કે બેટી લે દુર્ગુણની રાહ,
"ને માબાપની જીંદગી બનાવે સીઆહ.
"કદી બેટા નિકલે ચોર, બદમાશ અતિશ,
"ને બેટી પેશો પકડી નીચ ને નજીસ,
"નેક માબાપની વૃદ્ધ વયે લાજ લુટાવે,
"બેઆબરૂમાં તેઓનાં સિર ·રગડાવે.
"બનાવે છે મધમાખી મધ લેહેઝતદાર,
"પણ રાખે છે ડંખ ક્રુર ચટકો દેનાર.
"રે લોભ, લાલચ, મોહ, મદ, ગુસ્સા નાપસંદ,
"છે ચાલુ જગતમાં ફેલાતા જોસબંધ.
"તે કૃપાળુ કિરતાર બક્ષે છે જ્યાર,
"કોઇ ધણીને જર તેની ઇચ્છાનુસાર,
"ન શુક્ર કરે, રાખે ચાલુ હમેશ
"વધુ, સેહેંકડો વાર વધુ, જરની ખાહેશ.
"બુરા લોભથી આંખ્યોથી નિંદ ઉડી જાય,
"મદોનમત હવસો ન દાબી શકાય,
"દરિદ્રતા હમેશની બસ હાંસલ થાય.
"ધણા જીત્યાં કએકાઉસે દુન્યાનાં દેશ,
"હજુ વધુ જીતોની રાખી ખાહેશ.
"ફુગાયું સર તેનું ગરૂરીથી પુર,
"ફત્તેહ કરૂં આસમાન એમ બન્યો મગરૂર.
"ભયંકાર શિકસ્ત તેણે કીધી હાંસલ,
"સજા પામ્યો સખ્ત એવી મુર્ખાઇ બદલ.
"છે સંતોષી મન સૌથી સુખી અકસર,(૧૦)
"પસંદ છે અહુરમઝદને સંતોષી નર.
"નસીહત મેં આપી છે તને, અર્દા,
"તે સંગ્રહી રાખી, તું દુન્યામાં જા,

"ત્યાં એ માફક કરજે તું રૂડો ઉપદેશ,
"ને એવીજ રીતે રહેજે તું પણ હમેશ.
"પવિત્રાઇ ને સત્યની સાંધજે તું રાહ,
"પરસ્તેશ અહુરમઝદની કરજે અદા."

## ધર્મની પાસબાની કરનાર નેક બાદશાહોવાળું બેહેસ્ત.

સરોશે કીધો તેનો બોધ ત્યાં ખતમ;
અમે વધ્યા આગલ, પડ્યાં મુજ ચશમ
ઘણુંએક રૂહ, જેમનો સફેદ લેબાસ
જરીકામ ઉમદાથી ગુંથેલો ખાસ.
ફિરેશ્તા અમરદાદ, આંવાં, આદર
પડોસમાં ત્યાં પડ્યા અમુને નજર.
બિછાવેલાં રેશમની ગાદીથી તખ્ત
પર હતાં બિરાજમાન રૂહો ખુશબખ્ત.
અમર પમરાટ અમ્બરનો હતો ત્યાં કુલ,
ખુશ ગોફતેગોમાં હતાં સર્વે મશગુલ.
છાપ સંતોષનો દિસતો સર્વે મુખપર,
હરેક રૂહ સુખી પૂર્ણ પડયું નજર.
બેઉ યઝદ હતા મારા જે રખેવાલ,
મેં તેઓને પૂછ્યું, "સુનાવો અહેવાલ,
"છે કોણ જેમને મલ્યું છે આ સ્વર્ગ મકાન?"
જવાબ મને મળ્યો, "આ તેમનાં રવાન
"હતા જેઓ શાહો, અદલ, કાળજીમંદ,
"ભલું જેમને રૈયતનું હૈયે પસંદ.
"ભલાઇ ને અશોઇનાં કીધાં સારાં કાર,
"ખણાવી ઘણી નેહેર, ને કુવા, પન્યાર.
"બંધાવ્યાં કેટલાકે મુસાફર–મુકામ,
"ને કેટલાકોએ ધર્મશાળા ઠામ ઠામ.
"બનાવ્યા કેટલાકે ફુલોના ચમન,
"ગરીબો ફરી હરી કરે અમન.

"ન જાણી બુજી કીધો ઝાડોનો નાશ,
"ને કીધી પાક આતશની જાળવણી ખાસ.
"ફરજ કીધી દીન આઇનની બધી અદા,
" અહુરમઝદની પાક દીને ચાલી સદા,
"ધરી પાક જરથોસ્તની શીખવેલી રાહ."

## પર:દુખભંજનોવાળું બેહેશ્ત.

હજી વધતાં આગળ અમ પ્હોંચ્યા મકાન,
ઘણા જ્યાં મેં ખૂબસૂરત દીઠાં રવાન,
ચહેરા જેમના રોશન ખોરશીદ સમાન.
દીદાર તેમના ફેંકતાં કિરણ ઝલેહદાર,
ને અંગ પર હતો મિનોઇ વસ્ત્ર—શણગાર.
મિનોઈ નૂરમાં કરતાં હતાં ફરહર,
જવાન સાલ સોલ જેટલી જણાય ઉમર.
રોશન તેમના રોખસાર આફતાબ રવેશ,
પ્રગટ છાપ નિર્દોષપણાંનો ખાલેસ.
બુલંદ હતાં તેમનાં દીવાનખાનાં ખાસ,
જ્યાં નૂરમંદ રોશનીનો હતો પ્રકાશ.
દેમાગ મુજ થયું તર, થયું દિલ ખુશાલ,
"આ કોણ છે, મને કહો," મેં કીધો સવાલ,
"મિનોઈ નૂરના દરિઆમાં કરતાં ફરહર?
"ભલાં કામ કીધાં શું તે કહો નામવર,
"કે ભોગવે છે દરજ્જો ભારે અકસર?"

સરોશ બોલ્યો, "તેઓનાં આ છે રવાન,
"ગરીબોને હતાં જેઓ સહાયવાન.
"મદદ પામી એઓથી વિધવા મોહતાજ,
"માબાપ વન બચ્ચાંની લીધી એમણે દાજ,
"કીધાં સંકટ દુ:ખીનાં એઓએ કમ,
"ઈનામ પામ્યાં ત્યાં નવજવાન રહે હરદમ.
"છે યાદગાર એઓની સર્વે ભલાઈ

"ગરીબો ને દુઃખીનાં હૈયે કોતરાઈ,–
"ગરીબો કે જેઓને દીધેલાં દાન,
"અભાગ્યાં કે જેમને થયલાં સહાયવાન.
"વળી વિધવા રંક અને બાપ વનનાં બાળ
"હતાં જેમનાં એઓ ઉદાર પ્રતિપાળ,
"ઉદારતાથી કીધાં જીગર જેમનાં શાદ,
"છે તેઓને હૈયેબી એઓની યાદ."

**અર્દાવિરાફ ખોદાના શુક્રાના કરે છે.**

મુજ સાથી ફિરેશ્તાઓએ કીધું જાહેર
હું જોઇ ચુકયો ભેદ બધાં બેહેશ્તનાં આખેર.
ઉભાતાં જીગરથી હું બોલ્યો કલામ,
"આહ! શું ખુશ થયો છું હું જોઇ આ તમામ!
"આહ! આવી ભલાઇનો કેમ માનું આભાર!
"છે શુક્ર ખોદાના હજારો હજાર.
"જે કામ અર્થે આવ્યો હું આ મિનોઇ જહાન
"તે દાદારની મેહેરે પાર પડયું આસાન!
"બદનમાં હશે મારા જ્યાં સુધી દમ,
"ભરીશ હું ખોદાઇ રાહેજ સાબુત કદમ.
"અશોઇનો તરીકો હું જાળવીશ સદા,
"સદા દીને જરથોસ્ત પર જાનથી ફિદા."

**ભાગ પહેલો સમાપ્ત.**

# અર્દાવિરાફ નામું.

## ભાગ બીજો.

### પ્રસ્તાવના.

(લખનાર—શેઠ જેહાંગીર જમશેદજી વીમાદલાલ,
એમ. એ., એલ એલ. બી.)

શેઠ જેહાંગીર બરજોરજી સંજાનાએ આપણા પાક મજહબનો સારો અભ્યાસ કર્યો છે અને તેઓએ નોકરીમાંથી ફારેગ થવે પોતાના એવા અભ્યાસનું પરિણામ કોમના ફાયદા અર્થે જાહેરમાં આણી પોતાના ફુરસદના વખતનો સદુપયોગ કર્યો છે. કેટલાંક વર્ષની વાત ઉપર ભાઇ જેહાંગીર સંજાનાએ જાણીતાં અર્દાવિરાફ નામાંના એક ભાગનો ગુજરાતી એતોમાં તરજુમો કરી બહાર પાડયો હતો. હાલમ એઓએ એજ નામાંનો બાકીનો ભાગ, ઘણીએક નોંધો અને જાણવાજોગ ટિકાઓ સાથે, પ્રગટ કર્યો છે.

જરથોસ્ત સાહેબના ગાથામાંનું આ એક અગત્યનું સિધ્ધાંત છે કે "અકેમ અકાઈ વંઘઉહીમ અષીમ વંઘહઓવે," યાને, બુરાંને બુરૂ અને ભલાંને ભલા આશીર્વાદ. પાક ગાથાનાં લખાણોમાં કરણીના અચુક કાયદાનું શિક્ષણ પયગમ્બર સાહેબે વારંવાર અને ભાર મુકીને જાહેર કર્યું છે. માણસનાં સુખ અને દુઃખનો આધાર તેની પોતાની કરણી ઉપરજ રહેલો છે એવો પાક અહુરમજદનો ઈન્સાફી કાયદો અષો જરથુસ્ત સાહેબે ગાથાના લેખોમાં બહુજ અચ્છી તરાંહે આશકારા કર્યો છે. દાખલા તરીકે યજશ્નેના ૩૦મા હાના

છેવટના ફકરામાં પોતાની વાઅજને છેડે વક્ષુરે વક્ષુરાન સાહેબ ફરમાવે છે કે :—

"અય માણુસો! સુખ તથા દુઃખ (બાએના) આ નિયમ જે અહુરમજદે મુકરર કીધા છે તે તમો જાણો; તે એ કે દુષ્ટ પાપી માણસોને માટે લાંબા વખત સુધીનું દુઃખ ખમવું તથા અષો માણસોને માટે ફાયદા જેઓને લીધે (તેઓને) સુખ હોય છે."

વળી ૫૧માં હામાં ખુલ્લું કહ્યું છે કે :—

"બન્ને દુર્નિયામાં પાપીને તું શિક્ષા કરે છે તથા નીતિવાનને તું સુખ આપે છે."

"બુરાને માટે શિક્ષા છે તથા જે કોઈ અષોઇને ટેકો આપે છે તેને માટે સુખાકારી છે."

હા ૩૩માં નીચલું લખાણ આવે છે :—

"અહુરમજદ તથા બેહેમન માણસોનાં કામોનાં પ્રમાણ મુજબ તેઓને સુખ બક્ષે છે."

આ ફકરાઓ દેખાડે છે કે પાક અહુરમજદનાં અદલ રાજ્યમાં સુખ અને દુઃખની વેહેચણી આ જેહાન તેમજ મિનોઈ જેહાનમાં તેઓની પોતાની કરણી પ્રમાણે થાય છે અને કોઇને લેશભાર પણ ગેરઇન્સાફ થતો નથી.

આ અમુલ્ય શિક્ષણને અર્દાવિરાફનામાંથી ટેકો મળે છે, જેમાં નામાંકિત સાસાન્યાન પાદશાહ અર્દશીર બાબેકાનના અમલ દરમ્યાન અર્દાવિરાફ નામના એક પહરેજગાર મોબેદ સાહેબ હોમનું પાણી પી મિનોઈ જહાનમાં મુસાફરી કરી પાપીઓની શિક્ષા અને સવાબીઓનાં સુખનું બ્યાન આપે છે. જુદાં જુદાં પાપો કરનારાઓને જુદી જુદી જાતની શિક્ષા અપાતી મોબેદ અર્દાવિરાફ જાહેર કરે છે.

ગુજરેલાંઓ પાછળ રૂદન કરવાથી તેઓના માર્ગમાં કેટલી મુશકેલી નડે છે તે દેખાડતાં અર્દાવિરાફ સાહેબ જણાવે છે કે

ગુજર પામેલાં રવાનો પાછળ જેઓ આંસુ રેડે છે તેઓનાં આંસુઓ એક નદી સમાન બની જાય છે અને મરનારને તે નદી ઓળંગવાને બહુ મુશ્કેલી નડે છે.

આ અલંકારિક ચિત્ર શિખાડે છે કે મરનાર રવાનની જે કુદરતી ગતિ બહેસ્તનાં સુખ તરફ જવાની હોય છે તે ગતિમાં તેનાં સગાંઓ તથા મિત્રોનો વિલાપ ખલલ કરે છે અને આ દુનિયા તરફ તે રવાનને ખેંચેલું રાખી બહેસ્ત તરફ કુચ કરી જવાની ક્રિયામાં હરકત તથા ઢીલ નાખે છે. ગુજર પામેલાંઓ માટે સ્વાર્થી વિલાપ ન કરતાં તેઓનું બહેસ્ત મુકામમાં જલ્દી પોંહોચવું થાય એવી દુવા માગવાની જેઓ તેઓને ખરેખર ચાહતાં હોય તેઓની ફરજ છે, અને તે દુવા આફ્રીનગાનની ક્રિયાની છેવટે જે શબ્દોમાં મંગાય છે તે શબ્દો "રવાને ગરોથમાની બાદ! રવાને ગરોથમાની બાદ!", એટલે, રવાન ગરોથમાન બહેસ્તમાં પોંહચો, એવી શ્રેષ્ટ દુવા આપણુ સર્વેએ આપણાં ગુજર પામેલાં વહાલાંઓ માટે અંતઃકરણના પૂર્ણ જોશ સાથે ગુજારવી જોઇએ છે, અને આપણુને જે ખોટ ગઇ હોય તેનો સ્વાર્થી વિલાપ કરી મરહુમના માર્ગમાં નાહકની મુશ્કેલી નાખવી જોઈતી નથી.

ગુજર પામેલાં રવાનોને તેની સારી યા બદ કરણી પ્રમાણે એક ખુબસુરત યા કદરૂપી ઓરતનો મિનોઇ જહાનમાં મેલાપ થાય છે એ વાત હાદોખ્ત નુસ્કના અવસ્તામાં આવે છે, અને તેને ટેકો આપનારૂં રવાનની કેરદારનું બયાન અર્દાવિરાફના શબ્દોમાં વાંચવા લાયક છે. આ જીંદગીમાં કરેલા નેક વિચારોનો જથ્થો મિનોઇમાં એક સુંદર ઓરતનું સ્વરૂપ લીએ છે, જ્યારે બુરા વિચારોનો જમેલો એક કદરૂપી નાર તરીકે રવાન સાંમે જાહેર થાય છે. વિચારરૂપી કરણીથી મિનોઇ પદાર્થમાં બનેલો આ આકાર સારી યા બદ કરણી પ્રમાણે ખેંચાણકારક યા ડરામણી ઓરતનું સ્વરૂપ ધારણ કરતો અવસ્તામાં તેમજ અર્દાવિરાફ નામામાં દેખાડવામાં આવ્યો છે.

માસીક માંદગીમાં આપણાં દીની ફરમાન મુજબની જે પરહેઝી જાળવવી જોઇએ તે ન જાળવનાર બાનુઓની સખત શિક્ષા દેખાડી છે:

આજના વખતમાં ઈંગ્રેજોની વાંદર નકલ કરનારાં અને ફાયદાકારક જરથોસ્તી તરીકતોનો ત્યાગ કરનારાં બાનુઓ માટે આ ચિતાર બોધ-દાયક ગણાવો જોઇએ. પાણી તથા આતશના સંબંધમાં ઓરતોએ આ હાલતમાં ઘણી સંભાળ લેવી જોઇએ તે વાત અર્દાવિરાફનાં બ્યાનમાં જોશભર બાહેર આણવામાં આવી છે.

ઠગારા ધંધાદારીની શિક્ષા પણ સખત દેખાડી છે. હુમતનાં નેક ફરમાનનો ભંગ કરી જેઓ જુઠું બોલી, ખોટાં વજનો રાખી, બીજાંને છેતરી પૈસો પેદા કરે તેઓને મિનોઇમાં શિક્ષા ભોગવવી પડે છે એ ખ્યાલે આપણ સર્વેને ઘણા સાવચેત બનાવવા જોઇએ છે.

પવિત્ર આતશ ઉપર નસો લાવનારની શિક્ષા પણ આપણાં હમદીનો માટે બોધદાયક નીપજશે એવી આશા રાખી શકાય.

એક પાપી શખ્સનું એક પગ શિવાય આખું શરીર દુઃખમાં ગીરફતાર હતું એ ચિત્ર એક સુંદર બોધ રજુ કરે છે. આ શખ્સે પોતાની જીંદગી પાપી કર્મમાં કહાડી હતી, પરંતુ એક વેળા એક ઘેટું જેને બાંધેલું હતું તે પોતાની પાસેના ચારાને પોંહોચી ન શકવે ટવળતું હતું, તેની ઉપર દયા કરી તે શખ્સે પોતાના એક પગ વડે તે ચારો તે ગોસ્ફંદની નજદીક કરી તેને ખાવાની જોગવાઇ કરી આપી હતી. આ નેક કામને લીધે તેનો એક પગ દુઃખથી નિરાળો અર્દાવિરાફે જોયો. આ અલંકારી ચિત્રમાંથી શિક્ષણ મળે છે કે ખુદા પાકનો ઈન્સાફ બહુજ બારીક છે. એક શખ્સે આખી જીંદગી બદકારીમાં ગાળી હોય અને ફકત એકજ નેક કામ કર્યું હોય તો કુદરત જેમ તેનાં બદ કાર્યો માટે દુઃખ આપે છે તેમ તેનાં એક પણ નેક કામનો બદલો તેને મળે છેજ. મતલબ કે પાપી કર્મ માટે દુઃખ ખમવું પડે છે ખરૂં, છતાં જેટલાં પણ નેક કામો—એક પણ નેક કામ—થયાં હોય તેનો સુખવાસી બદલો કામનાં પ્રમાણમાં મિનોઇ જહાનમાં રવાનને મળે છે.

અર્દાવિરાફને જે દેખાવો દેખાડવામાં આવ્યા હતા તેને જો આપણે અર્થસુચક ચિત્રો તરીકે લઇએ તો તેમાંથી નીકળતો બોધ

દેખીતોજ છે, અને તે આજ કે મરણ પછી પાક અહુરમઝદનો અદલ ઇન્સાફ બારીકમાં બારીક રીતે કામ કરે છે, અને ગુનાહભર્યાં કામોનાં પ્રમાણમાં જેમ રવાનને દુઃખ ભોગવવું પડે છે, તેમ સવાબનાં કામોનો સુખવાસી બદલો પણ તે કામોનાં પ્રમાણમાં રવાનને મળે છે. એક જીંદગીમાં થયલી નેક યા બદ કરણી ચોક્કસ હદવાળી હોવાથી, મરણ પછી મળતાં સુખ તેમજ દુઃખની તે કરણીનાં પ્રમાણમાં હદ હોવીજ જોઇએ, અને તે હદ જળવાવેજ ખરો ઇન્સાફ મળેલો કેહેવાય. આ હદ પુરી થવે રવાન ફરી ગેતીમાં જન્મ લઈ પોતાની મુસાફરી ચાલુ કરે છે અને અનેક જીંદગીઓ મારફતે બદીને સદાબરી મારી નાખી અષોઇમાં સંપૂર્ણ રીતે સ્થાપિત થઈ ઓખ્તગી યા મુક્તિ મેળવે છે અને હમેશગીનું સુખ ભોગવતું થાય છે.

ભાઈ જેહાંગીર સંજાનાએ અર્દાવિરાફનામું સારાં સ્વરૂપમાં પારસીઓ સમક્ષ રજુ કરવાને જે શ્રમ લીધો છે અને સરળ અને સાદી બેતબાજી મારફતે અર્દાવિરાફના અનુભવો આપણ સમક્ષ વાંચવા લાયક આકારમાં રજુ કર્યા છે, તે માટે એમને શાબાશી ઘટે છે.

પાક અહુર્મઝદ તરફથી જે પયગામ અર્દાવિરાફ સાહેબ લઇ આવે છે તે વાંચવા જોગ છે અને તેમાં અવસ્તાનું જાણીતું શિક્ષણ "અએવો પંથાઓ યો અષહે—વિસ્પે અન્યેશામ અપંથામ," એટલે "માર્ગ એકજ છે અને તે અષોઇનો છે, બીજા સઘળા માર્ગો ખોટા છે" તે બહાર આણવામાં આવ્યું છે, અને એકવાર ફરી અષોઈમાંજ ઉત્તમ સુખ છે એવું ખાસ જરથોસ્તી ફરમાન જગજાહેર કરવામાં આવ્યું છે. ભલી દીન જરથોસ્તીની અનેક બુલંદીઓમાંની આ એક બુલંદી છે કે તેણે બીજા સઘળા માર્ગોને ખોટા જણાવી અષોઇનાજ માર્ગને ખરો જાહેર કર્યો છે, અને અષોઈ વિના ખોદાતાલાને પોંહોચી શકાતું નથી એ અગત્યની બાબદ ઉપર ભાર મુકયો છે. ઘણાએક જરથોસ્તીઓ ટુંકો રસ્તો શોધવા ખાતર અને અષોઈ મેળવવાની મહેનતમાંથી બચવા સારૂ અધિરા બની જઈ આસનો મારફતે, યા પ્રાણાયામ—દમ ઘુંટવાની ક્રિયા મારફતે આગળ વધવાની તજવીજ કરે છે, પણ આખરે તેમાં તેઓ ખતા ખાય છે, કારણ કે બદીને મારી

અંતઃકરણને સુબ્ધ કર્યા વિના ખુદાતાલાને પોંહચવાના માર્ગમાં ખરેખર આગળ વધી શકાતું નથીજ.

ભાઈ જેહાંગીર સંજાનાએ અર્દાવિરાફનાં શિક્ષણો સરસ આકારમાં રજુ કરવા ઉપરાંત ઘણીએક ધાર્મિક બાબદોની સમજણ આપી છે અને આપણા બુલંદ મજહબ અને આપણી વહાલી કોમના સદગુણો માટેના જાણીતા શખ્સોના અભિપ્રાયો ટાંકી વાંચનારનાં દીલમાં ધાર્મિક આસ્થા તથા કોમાભિમાનનો વધારો કરવાની તારીફ લાયક કોશેશ કરી છે, જે માટે એમને ખરેજ ધન્યવાદ ઘટે છે. એમનાં બહોળાં વાંચણ તથા ધાર્મિક જુસ્સાનો અચુક પુરાવો એમનાં લખાણોમાં મળે છે અને એક સાચ્ચા દીનદાર જરથોસ્તી તરીકે એમને પુરવાર કરે છે.

એમનું આ પુસ્તક પારસી ઘરોમાં વંચાવું ઘટે છે. તે વાંચવે જરથોસ્તીઓને ફાયદો થશે, અને તેઓનાં ધાર્મિક ઇમાનમાં વધારો થઈ કોમી જુસ્સો વધશે એવી ખાતરી આપી શકાય.

---

# અર્દાવિરાફ નામું.

## ભાગ બીજો.

### આંસુઓની નદી—ગુજરેલાં પાછળ રડન કલાપિટ કરવાં ધર્મ વિરૂધ્ધ છે.

સરોશ તથા આદર ફિરેસ્તાઓ સાથ
ખલાસ કીધી મેં બેહેસ્તોની મુલાકાત.
પછી બોલ્યા તે ફિરેસ્તાઓ અશરાફ,
"તું જોશે હવે અશો અર્દાવિરાફ,
કેમ પાપી રવાન તેની થતાં કજા,
ત્યાં આવીને ભોગવે છે ઘટતી સજા."
પકડયો તેઓએ એકેક માહારો હાથ,
ઉતાવળે ઉતર્યો હું તેઓની સાથ.
અમો ત્રણુડે જઇ પુગ્યા એક જગો પર,
એક મોહોટી સરિતા જયાં પડી નજર.
સરિતા દીસે જાણે દોઝખનો ગાર,
ઉંડાઇમાં નવ નેજા* ને ગંધનો ભંડાર.
તે ગંધીલી નદીમાં જોયાં રવાન
તણાતાં, ઝીકાતાં, હેરાન, પરેશાન.
બુરાં બખ્તની તે બાપડાં કરતાં ફરિયાદ,
પોકાર કરતાં "દાદગરા અમારી લે દાદ."
પવનના સુસવાટામાં અટવાય અવાજ,
ન ધાય કોઇ મદદે ધરી દીલે દાઝ.

* એક નેજા અથવા ભાલાની લંબાઇ ૭ ફીટની ગણાય છે.

અસંખ નજીસ જીવડાથી ઉભાય નદી,
જે રૂહોને ઠરવા નહીં દે એક ઘડી.
તે ગંધ મારતાં પાણીના રોહમાં-તણાઇ,
રવાનો દુ:ખી દીલથી કકળે ચિચવાઈ.
તે બાપડાંનાં દુ:ખ જોઇ મને લાગ્યું દુ:ખ,
ને સાંભળી કલાપિટ મુજ કુમલાયું મુખ.
મેં કીધો માહારા રાહબરોને સવાલ,
"છે કાંય આએ રવાનોના આવા અહિં હાલ?
"એ રૂહો છે કોણુનાં અહિં થતાં હેરાન?
"કીધાં કીયાં પાપ કે એમ છે પરેશાન?
"ધરાવે છે નામ શું સરિતા સિઆહ?
"જણાવો મને યઝદો આલીજાહ."
સરોશે મને આપ્યો એવો ઉત્તર,
કે "જાણ અર્દાવિરાફ, ભલા અશો નર,
તુ જોય છે અહિયાં જે નદી ભયંકાર,
તે લોકોનાં આંસુથી થઇ છે ચિકાર.(૧૧)
ગુજર જ્યારે પામે છે આદમીઓ કોઈ,
કલાપિટ કરે છે સગાં વહાલાં રોઈ.
પણ મુઆંઓ પાછળનો શોક અઘટિત
ગુનોહ ગંભીર ગણે છે હોરમઝદ ખચિત,
એ લોકોની મૂર્ખાઇથી નદીનાં આબ
વધુ વધુ ચહડે છે જોશમાં શેતાબ.
ખેશાવંદો ખેરવે છે આંસુ રડી,
તે આંસુથી ઉભરાય છે ઘાંની નદી,
અને તેના રોહમાં રવાનો તણાઈ
જરાક બી કરાર વિના જાય છે પછડાઇ.
જે પામ્યાં ગુજર તેમના આત્માને કાજ
છે બંદગી કરવી એક સારો એલાજ.*

* આ બાબતમાં પાછળ "વિરાફનું ગરોથમાન બેહેશ્તમાં જવું તથા ત્યાં હોરમઝદનો અવાજ સાંભળવો" એવાં મથાળાં તળેનો છઠ્ઠો પેરાગ્રાફ જુઓ.

કબુલ થાય છે બંદગી દાદારને બાર,
પણ રૂડન કલાપિટ છે મહા પાપી કાર.
ખોદાવંદના ઈન્સાફ પર રાખવો વિશ્વાસ,
મનુષ્યને નહીં થવું જોઇએ નિરાશ.
જો વિશ્વાસ ખોદા પર, તો શોકનું શું કામ?
રડન જેમ કરો તેમ રવાન ખોહે આરામ."

## પાપી રવાનની બદ કેરદાર.

મુજ રાહબરો લઈ ગયા હવે મને
મરણ ને જીવનના પૂલ ચિન્વત કને.
એ પૂલની તલેટીએ જોયો એક ખંડ,
અંધારો તમામ ને બીલ્કુલ નાપસંદ.
મેં દીઠું રવાન એક ઘણું ચિંતાતુર,
જે ખાકી જગતથી અહિં આવેલું દૂર.
"છે કોણનું રવાન આ?" મેં કીધો સવાલ,
સરોશ બોલ્યો, "અર્દા, તું સાંભળ અહેવાલ.
ગુજર્યાં પછી પેહેલી ત્રણ રાતો વેર
રવાન પાપી ભોગવે છે મહા કષ્ટ, કેહેર,
જે કષ્ટ એવાં તીક્ષણ કે જીવતાં જીવત
અનુભવ્યાં હોય નહીં એણે કોઇ વખત.
અરે એણે ભર જીંદગાની અંદર
હોય વેઠેલાં, ભોગવેલાં, દુઃખ એકંદર,
તમામ તેટલાં ને તેથી બી જાસ્તી દુઃખ
આ ત્રણ રાતમાં ભોગવે છે તે અહિં અચુક.
એક પાપીએ જે જગ્યે છોડયો હોય જાન,
ત્યાં ગાફેલ ભટકયા કરે છે રવાન.
પોકારે છે દુઃખ્યારૂં રે શું કરૂં?
પનાહ મજને આપે કોણ? કયાં હું ફરૂં?"

હવે જબરો ગંધ મારતો વા વાયો ત્યાં,
જે દોઝખની હદથી ફુંકાઈ આવ્યો ત્યાં.

ફુંકાવા જેવો લાગ્યો તે વા નજીસ,
રવાનો દૂર નાઠાં કરી ચીસાચીસ.
જણાઇ વાવિઝોડાંમાં કદરૂપી નાર,
સડેલી, ગંધ મારતી, બદસિકલ અપાર.
ગરૂડનાં જેવાં નખ, ને આંખો લોહીયાળ,
ને દાંત તેના હાથીના જેવા વિકાળ.
તમામ હાડકાં ગુંટણનાં નીકળેલાં બહાર,
ને મુરડાળ જાંગ એવી કે છુટે ધિક્કાર.
બિહામણી હતી તે, ગલીચ ને કંગાળ,
તમામ દીલ પર દાધા ખર્ફેસ્તર મીસાલ.

રવાન પાપી જોઈ આએ ભયંકર આકાર,
ઝટ નાહાસી જવા ત્યાંથી થયું તૈયાર.
પણ ગગડાટ જેવી પાડી તેણીએ બુમ,
"સબર! નહીં તું નાહાસીશ દબાવીને દુમ."

રવાને ધ્રુજી પડી કીધો સવાલ,
"અરે કોણ છે આવી તું બેડોળ વિકાળ,
કે જોયું નથી દેહેસ્તનાક તુજ સમાન
તમામ ખાકી આલમમાં ઉમ્ર દરમ્યાન?"

જવાબમાં એમ બોલી તે કદરૂપી નાર,
"અભાગ્યા પુરૂપ! હું છું તાહારી કેરદાર.
હું સુરતે હતી રૂપાળી રૂપવંત,
તું સારો ને નિર્દોષ હતો જ્યાં પર્યંત.
પણ જ્યારથી તેં રાખ્યા બદ આચાર વિચાર,
થઈ બેડોળ ને રોગીષ્ટ હું તાહારી કેરદાર.
તું જેમ જેમ દુરાચારી બનતો ગયો,
દેખાવ માહારો તેમ તેમ બદસુરત થયો.
દરૂન ને ઇજશને બીજાં જણ કરે,
ને ગાયો ને ગોસ્પંદનું રક્ષણ કરે,
ને પાક દાદાર હોરમઝદનાં ભજે ભજન,

ને આબ, આતશ, ઓરવરની રાખે જતન,
તથા લે બીજી નેક પેદાશની સંભાળ,
તો તું તેથી ઉલટો ઊંધી ચાલતો ચાલ.
હે પાપી, અધર્મી, ને બુરા પુરૂષ!
બસ દેવ-પસંદ કાર્યો તેં કીધાં ખસુસ
કોઈ દૂરનાં કે નજદીકનાં જો આવ્યાં હોય,
ને કરે મેહેમાનદારી તેઓની કોય,
ને દે તેમને ઘટારત બક્ષેશ ને દાન,
તો તું તેથી ઉલટો, નહીં જાળવી સ્વમાન,
બખીલ થઇને કરતો તુજ દરવાજા બંધ,
બસ પૈસાના લોભમાં તું ચકચુર ને અંધ.

'રે મોહોત બાદ હિસાબનો હોય લેનારો કોણ?
'ને મોહોત પછી ઇન્સાફનો દેનારો કોણ?
'રે હોય શાની મુવાંઓની રીસ્તાખીઝ?(૧૨)
'ગુજર્યા પછી શાની ન્યાય જેવી ચીજ?'—
જે આમ રાખે ફાંકો તે છે મૂર્ખ ને અંધ,
છે સત્ય હકીકત પર આંખ તેની બંધ.
તું જીવતો હતો ખાકી દુનિયામાં જયાર,
ગણાતો હતો તું ઘણો પૈસાદાર.
મગર તું અહિં આવ્યો છે લઇ ખાલી હાથ,
શું એક ફુટી દમડી બી લાવ્યો છે સાથ?
જમાવેલું ધન તાહારૂં જશે બરબાદ,
ન દઇ તને દુઆ કોઇ કરવાના યાદ.
ઓલાદ આપશે તને બદદુઆ હંમેશ,
હા, હોય છે દુરિજનનો ફેજ આ રવેશ.
તું મજબૂત સપડાયો છે ચુંગાલમાં મુજ,
સજામાંથી થશે નહીં છુટકારો તુજ."

રવાનને તે કેરદારે ઝાલ્યું મક્કમ,
ને ગઇ ઘસડી ચિન્વત પૂલ તળે એકદમ.

અશો લોકને ચિન્વત બહુ પોહોળો દેખાય,
પણ પાપીને તલવારની ધાર સમ જણાય.
રવાને ઘણી કીધી નાહાસવા તજવીજ,
પણ છોડયું નહીં કેરદારે તેને હરગીઝ.
એક ધક્કો તે કેરદારે મારતાં સમેત,
રવાન ગબડી પડયું ઝટ દોઝખમાં હેઠ.
બનાવ્યો આ દેખાવે મને ગમખાર,
ને દુઃખ્યારાં દીલે હું નીકળ્યો બહાર.

## અઝીમ ગુનેહગારોનાં રવાન.

સરોશ તથા આદરે ઝાલ્યા મુજ હાથ,
સલામત આવી પુગ્યો હું તેઓ સાથ,
એક એવી જગોએ જે સાંકડી હતી,
અંધારી, ગંધીલી, ત્રાસદાયક અતિ.
ત્યાં પંથરાયલો હતો બસ પુરો અંધકાર,
હવા થયલી ધુંવાથી પુરી ચિકાર.
ખરેખર જગો બહુ બિહામણી હતી,
સરદ, સાંકડી, સિઆહ, ડરામણી અતિ.
ન પકડે કોઇ હાથ તો ચલાઇ નહીં શકાય,
ને દુર્ગંધી એવી કે ગળું ગુંગલાય.
તે ગાર માંહે હતાં ટોળેટોળાં રવાન,
અંધારાં ને સરદીમાં સઘળાં હેરાન.
દરેક રૂહ એમ સમજે ત્યાં એજ એકલું છે,
ન કોઇ બી બીજું રૂહ ત્યાં જોઈ શકે તે.
દરેક રૂહ એમ શોકકારક મારે પોકાર,
"અરેરે! છે કેવું મુજ બદબખ્ત અપાર,
કે કેદખાના આવાં ડરામણાં અંદર
બસ હુંજ એકલું છું ગીરફતાર સદંતર!"
બુરાં ખર્વસ્તરોથી ચાલુ હેરાન
થતાં જોયાં મેં ત્યાંના સઘળાં રવાન,

ગલીચ જીવડા, વીચ્છુઓ, સર્પ બેશુમાર,
રવાનોને કરતાં નિરંતર બેજાર.
રવાનોનાં મોંહ માણુસ માફક જણાય,
પણ દર્દોથી બીજા ભાગ વળ એવા ખાય,
કે માણુસના જેવા નહીં જરા જણાય,
બધાં મારે ચીસો, બધાં મારે હાય.

મેં પુછયું કે "એઓએ શા કીધાં પાપ,
કે ભોગવે છે અહિં આવાં ઉત્પાત, સંતાપ?"

સરોશે મને આપ્યો આનો ઉત્તર,
કે "અદ્દી કરૂં છું હું તને ખબર,
અકુદરતી ગુનાહથી થયલા એ ભ્રષ્ટ,
તે કારણે ભોગવે છે અહિં આવાં કષ્ટ.
નજીસમાં નજીસ જાનવર કરતાં બદતર
એ દુષ્ટ પાપીઓના છે હાલ અખત્તર.
છે સખત સજા એમનાં મહા પાપ થકી,
તે કાયમ અહર્નીશ રહેશે નક્કી.
વિરાફ! હાડમંદ દુનિયામાં તું પાછો જાય,
ત્યાં સમજાવજે લોકોને હકીકત આએ,–
અકુદરતી કર્મ છે અઝીમ ગુનાહ,
તો તજજો સહુ લોકો એ મહા પાપની રાહ."

## માસિક માંદગી નહીં જાળવનાર ઓરતનું રવાન.

હવે ગયો હું ત્યાંથી બીજે મકાન,
જ્યાં એક પાપી ઓરતનું જોયું રવાન.
ઘણા દેવો હાજર જણાયા મને,
કે જે માંહેલો એક જઈ તે ઓરત કને,
નસા નજીસાતથી એક પ્યાલો ભરી,
પીવાડતો તે ઓરતને જબરાઇ કરી.
સુગાઇ સ્ત્રી પીવા અકરવકર કરે,
રે એહું એ પીણું કેમ ગળે ઉતરે!

પણ દેવો બહુ ધમકાવી ખુબ મારે માર,
નજીસાત ફરજ મારી પીએ તે નાર.
મેં પુછ્યું "આ અબળાએ શુ કીધું પાપ,
કે આપે છે આમ એને દેવો સંતાપ?"
ફિરેસ્તાઓએ મને આપ્યો જવાબ,
"આ ઓરત હતી ઘણી પાપી ખરાબ,
સબબ કે એણે માસીક માંદગી દરમ્યાન
બજાવેલું નહીં દીનનું ખુલ્લું ફરમાન.
ન ચોખાઈના કાનુનો પાળ્યા કોઈ વાર,
ન આબ તથા આતશથી દૂર રહી એ નાર,
એ ચીજો પવિત્રથી રહી નહીં પરહેઝ,
ને કરતી જે કરવું નહીં જોઇએ હરગેઝ.
આ ગુનાહ બદલ થયો દોઝખમાં ઠાર,
જફા જ્યાં ગુજારે છે દેવ જફાકાર.'

**અશો શખ્સોને હેરાન કરનાર પાપીની સજા.**

હવે આગળ ચાલ્યો હું યઝદો સાથ,
એક બીજી જગાની લીધી મુલાકાત.
ત્યાં જોયું અમોએ એક ઉંચું દરખ્ત,
કે જેના પર એક શખ્સનું રૂવાન કમબખ્ત
લટકતું હતું એક પગે નિરાધાર,
ને કેટલાએક દેવો લઈ છુરી ધારદાર,
ઉતારતા હતા તેનાં દીલ પરની ખોલ,
ન ગણકારી તેની દુ:ખી રડારોળ.
ન કળતર ખમાય તેથી બાપડું રવાન
કરે આજુજી "રે ના કરો હેરાન,
અરે માફ કરો, બનો રેહેમી લગાર!"
પણ રેહેમી બને શાના દેવ જુલમગાર!
મેં પુછ્યું કે "એ શખ્સે શું કીધું પાપ
કે ભોગવે છે અહિંઆં સંતાપ પરિતાપ?"

જવાબમાં સરોશે જણાવ્યું મને,
કે "હાડમંદ જગતમાં આ પાપી જણે
સતાવેલા બહુ, આપી રંજ તરેહવાર,
પરેસ્તારો હોરમઝદના, નેક, પહરેઝગાર.
એ જાલમને હતું એવું નીચ જનુન,
કે કેટલાંક અશોનાં કીધાં એણે ખુન.
એ ભુંડો જે ત્યાં શિક્ષા પામે છે તે
એ ભુંડાની ભુંડાઇનું પરિણામ છે."

મને આ ખોલાસાથી આવી અક્કલ,
છે હોરમઝદનો ઇન્સાફ અચુક ને અદલ.

**એક અઝીમ ગુનોહ કરનારનું રવાન.**

અમો ત્યાંથી ઉતરી, ગયા બીજે સ્થાન;
અનેક દેવો વચ્ચે એક જોયું રવાન.
જમીન પર તેને પટકી વસ્તુ નજીસ
ભચડતા તેનાં મોંહમાં દેવો ખવીસ.
ઘણી અફડાતફડી કરે તે રવાન,
દયા માંગી કહે "રે ના કરો હેરાન!"
પણ કાકલુદી ફોકટ, ફોકટ ચીસાચીસ,
કરી જબરી પાય તેને નસો નજીસ.

મેં પુછયું "કાંય એને એમ નજીસાત પાય?
ગુનોહ શો કીધો કે હેરાન આવું થાય?"

સરોશ બોલ્યો "હતો એ મહા ગુનેહગાર,
અધમ, ભ્રષ્ટ, ને નાપાકમાં નાપાક અપાર.
અતિશય અસ્વચ્છતાનું નિર્લજ્જ એક કામ
એ કરતો તેનું ભોગવે છે પરિણામ."

**દાદાર હોરમઝદ તરફ નિમકહરામી કરનારનું રવાન.**

અમો જઇ પુગ્યા હવે બીજે મકાન,
જ્યાં કરગરી એમ બોલતું હતું રવાન,

"ઓ! ભૂખે મરૂં છું, સુકાય છે મુજ હોટ,
રે દેઓ નાનનો ટુકડો, કે પાણીનો ગોટ."
તે પોતાના હાથો કરડતું હતું,
ને કરડેલું માંસ ગળી જતું હતું.

મેં પુછયું "એવું એણે કીધુ શું પાપ,
કે ભોગવે છે ત્યાં આવો મોહોટો સંતાપ?"

સરોશે કહ્યું "એ છે નિમકહરામ,
હતાં એને ગેતીમાં સુખો તમામ,
નવાજેશ ખોદાથી મળેલી બિસ્યાર,
ન કિંચિત પણ માન્યો તે વાસ્તે ઉપકાર.(૧૩)
ભરેલા રહેતા એના બધા ભંડાર,
પણ રંકને દાન દેવા ન કીધી કનવાર.
નેક ખોરદાદ, અમરદાદ, ફિરેસ્તા સબળ,
જે આબ અને અન્ન ફળ પર છે મુવક્કલ,
તે નારાજ થઇ, જોઇ એની નગુણી ચાલ,
કરાવે છે અત્રે એના આવા હાલ.
નગુણા પર નાખે છે દાદાર ફિટકાર,
નગુણો ગણાય છે ઘણો ગુનેહગાર."

## ભર્થારને બેવફા થયલી ઓરતનું રવાન.

મેં યઝદો સાથ ભર્યાં આગળ કદમ,
ને આવી પુગ્યા અમો એક બીજી ગમ.
દેખાયું અમુને એક નારી રવાન,
બેઉ છાતીથી લટકાયલું, દુઃખી, હેરાન,
તે કમકમી પાડતું હતું ચીસાચીસ,
સબબ કે ખર્વસ્તરો મલિન નજીસ
એનાં તન બદન ઉપર વળગી ચોપાસ
હેરાન એને કરતાં'તાં દઇ ચાલુ ત્રાસ.

મેં પુછયું કે 'કોણ છે આ ઓરત કંગાલ?
ને કાંય થાય છે એના બુરા આવા હાલ?"

જવાબમાં સરોશ બોલ્યો "આ ગુનેહગાર
ન પોતાના ખાવીંદને રહી વફાદાર,
ને કીધો પતિવ્રતનો ભંગ વારંવાર,
કે જે વાસ્તે પામે છે શિક્ષા અત્યાર."(૧૪)

## ઉઘાડે માથે કે સુદરેહ કુશ્તી વગર ફરવાના તથા બીજા ગુનાહ.

વધુ આગળ ચાલતાં એક આવ્યું મકાન,
અમોએ જયાં ટોળાબંધ જોયાં રવાન.
જેહાંગાર સાંપો ને બદ ખરવસ્તર
હલાક તેમને કરતાં હતાં સરબસર.
જો કોઇ મારે ડંખો, તો કોઇ મારે દાંત,
રવાનોને આપે નહીં પળવાર નિરાંત.
રવાનો કરે કકલાટ ને પાડે ચીસ,
પણ પીડયા કરે તેમને જીવડા નજીસ.

"કીધાં એમણે શા પાપ?" મેં પુછયો સવાલ,
સરોશે કહ્યું કે "આ રૂહો કંગાલ
હતાં જયારે હાડમંદ દુનિયા અંદર,
કસુર એમણે તે વેળા કીધી જબ્બર.
ભલી દીને જરથોસ્તમાં છે ફરજીયાત
કે કુશ્તી સુદરેહ પેહેરી રાખવાં દીન રાત.
મગર એમણે કીધો એ ફરમાનનો ભંગ,
નહીં સુદરેહ ને કુશ્તીથી સણગાર્યું અંગ.
વળી માથાં ઉઘાડાં રાખતાં એ ઠગ,
અને ફરતાં હરતાં બસ ઉઘાડે પગ,
ન જાળવેલી હાજત વખત તરીકત,
ન પ્રાકીઝગી પાળેલી ઘટતે વખત,
ભલી દીનનાં ફરમાન નહીં લાવ્યાં બજા,
તે વાસ્તે અહિં ભોગવે છે એઓ સજા.
વિરાફ! જયારે તું અહિંથી પાછો ફરે,
સમજ આપજે કોઇ આ ગુનાહ નહીં કરે."

## ભર્થારને તિરસ્કાર કરનાર ઓરતનું રવાન.

અમો હવે જઇ પુગ્યા બીજે મકાન,
જ્યાં જોયું અમોએ એક સ્ત્રીનું રવાન.
તે એડીઓથી ત્યાં ટંગાયલું હતું,
અજબ રીતે બાપડું પીડાયલું હતું.
તે સ્ત્રી હાંફળી ફાંફળી ગભરાઇ ગઇ હતી,
ને ડોક પાછળ જીભ છેક ખેંચાઇ ગઇ.હતી.
"ન થઇ હોય સજા કોઇને માહારી કીસમ!"
એમ માર્યા કરતી હતી પોકાર હરદમ.
સરોશે મને આપી આની સમજ,
"આ સ્ત્રીએ નહીં વર તરફ પાળી ફરજ.
ગઇ વીસરી કે પેહેલો છે હોરમઝદ દાદાર,
છે જરથોસ્ત બીજો, અને ત્રીજો ભર્થાર.
એ ભર્થારની સાંભે બસ થતી સરકશ,
ન આપતી જરા તેનાં કેહેવા પર લક્ષ.
એ ભર્તારનો સત્કાર નહીં કરતી હતી,
જરા જેટલો વહાલ પ્યાર નહીં કરતી હતી.
તેથી જ્યારે થઈ એની રજા કજા,
ત્યાં આવવું પડયું સખ્ત ભોગવવા સજા.
એ વાસ્તે, અરે અશો અર્દાવિરાફ!,
જણાવજે તું ગેતીનાં લોકોને સાફ,
કે ભર્થારનો જે નાર કરે તિરસ્કાર,
સજા તેને કરે છે કેવી કિરતાર."(૧૫)

## ઠગારા ધંધાદારીનું રવાન.

જતાં બીજી ગમ, અમે જોયું રવાન,
જે દેવોના આજાબથી હતું હેરાન.
ભરાવી એનાંજ ખોટાં માપોમાં ખાક
ગળાવતા એને દેવો, દઇ ધમકી ધાક.
અકરવકર કરી એ ચાહે છટકવા,
પણ દેવો કેમ દે એને સટકી જવા!

બસ ફટકા ફટકાવી તથા આપી ધાક,
ગળાવતા એને જબરદસ્તીથી ખાક.
મેં પુછ્યું "સજા એને આવી છે કેમ?"
જવાબમાં સરોશે કહ્યું મને એમ,
કે "ગેતીમાં ધંધો એ કરતો હતો,
ને ખોટાં વજન માપ વાપરતો હતો.
ખરીદ વખ્તે વાપરે ખરાં તોલ ને માપ,
પણ વેચાણ વેળા આપે જબરી ઉલઠાપ.
એ દુધમાં ભેળે પાણી, અનાજમાં ધુળ,
ને નુકસાન ગરીબોને કરે બીલ્કુલ.
હવે જયારે થઇ છે એ શખ્સની કજા,
ત્યાં ભોગવે છે એ એની લાયક સજા,
કે કચરો એનાંજ જુઠાં માપમાં ભરી,
ખવાડે છે દેવો અહિં જબરી કરી.

## જુલમગાર હાકમનું રવાન.

અમો છોડી એ કમકમાટનું મકાન,
ગયા બીજી ગમ, જયાં એક જોયું રવાન,
કે જેને સીત્તેર દેવ સતાવતા હતા,
ને સાંપોના કોરડા લગાવતા હતા.
દરેક ફટકે સાંપો ઝેરી તીક્ષણ દાંત
શરીરમાં ભોકે ને નહીં આપે નિરાંત.
હતી હાથો પગોમાં બેડીઓ સખ્ત,
ચીચારીઓ પાડે તે કેદી કમબખ્ત.
કલાપિટ ને કલ્લા ફોકટના કરે,
ત્યાં કોણ એના વિલાપ પર કાનો ધરે!

"આ કોણ છે કે જે પર છે આવો આજાબ?"
મેં પુછ્યું, ને આપ્યો સરોશે જવાબ,
કે "હાકમ હતો એ ઘણો સીતમગાર,
બસ જુલમાતની રાખેલી રીત અખત્યાર.

એ નિર્દય જુલમગાર ગુજારતો હરદમ
એના મુલ્કની રૈયત પર ભારી સીતમ.
ઘણાકને એ લોભી જુઠા કરતો દંડ,
ઘણાકને કારાગ્રહમાં કરતો એ બંદ,
ઘણાક નિર્દોષોને મરાવતો એ માર,
ઘણાકને કરાવતો એ ક્રુર હાકમ ઠાર.
ખોદાથી મળેલો એને અધિકાર
કરી તેનો ગેરઉપયોગ એ જુલમગાર
સજા સહુને કરવામાં માનતો મજાહ,
ન કોઇની સુને અરજી થઇ દાદખાહ.
ગરીબોની નહીં લેતો એ દાદ કશી,
ન સાંભળતો કોઇની બી ફરિયાદ કશી.
જે દેહેસ્તનાક શિક્ષા અહિં ભોગવે છે એ,
તેના પરથી એમ ધડો લેવાનો છે,
કે રૈયત સાથ હાકમ જેવી ચાલશે ચાલ,
તેવા તેના નિશ્ચય અહિયાં થશે હાલ.(૧૬)
આ જાલમની કારકીર્દી એવી હતી,
કે લેશભાર દયાને એ પાત્ર નથી."

## નિંદાખોર, ચુગલીખોરનું રવાન.

જતાં ત્યાંથી છેટે, મેં જોયો અંધકાર,
ને દેવોની વચ્ચે એક રવાન લાચાર.
ખેંચાયલી હતી તેની જીભ મુખથી બહાર,
ને બાઝેલાં દીલ પર નીચ જીવડાં હજાર.
ગલીચ કાનખજુરા, ને વીચ્છુ અસંખ,
ને સર્પો ને માંખીઓ દઇ ઝેરી ડંખ,
બસ આપ્યાં કરતાં હતાં બધો વાર ત્રાસ,
કે જેથી હતું તે રૂવાન બહુ ઉદાસ.

સરોશે જણાવ્યું, "આ શખ્સ ગુનેહગાર,
જે મેળવે છે અત્રે સજા આ પ્રકાર,

તે ચુગલીખોર, નિંદાખોર, બદકાર, હતો,
ને લોકને અમસ્થાં અથડાવનાર હતો.
જે જીભ એની ચુગલીમાં રહેલી ગુંટાઇ,
તે જો કેવી જાય છે ત્યાં ખેંચાઈ તણાઇ.
જણાવજે તું સર્વેને અર્દા અશો
સજા પામશો આમ જો નિંદાખોર થશો."

**વિના કારણે ગોસ્પંદાનો નાશ કરવાનો ગુનાહ.**

ગયા અમો વળી એક બીજે મકાન,
જ્યાં દેવો વચ્ચે જોયું મર્દનું રવાન.
તે બાપડાના અવ્યવો કાપી હરવાર,
તે દેવો તેને કરતા હતા બેજાર.
તે કળવાઇને માંગે ખોદા પાસે મેહેર,
"રે માફ કર ઓ દાદગર, ના વરસાવ તું કેહેર!"

મેં કહ્યું સરોશને, "સુનાવો અહેવાલ,
શું કારણસર થાય છે આવા એના હાલ?

સરોશે સવાલનો કહ્યો એમ જવાબ,
"આ પાપીએ કીધેલું પાપ એ ખરાબ,
કે માણુસના ખપ સારૂ ગાયઢોરો જે
પેદા પરવરદેગારે કીધેલાં છે,
તે કારણ વિના એ મરાવતો હતો,
ને ગેરકાયદે તેમને કપાવતો હતો.(૧૭)

**છતી હાલતે બખીલાઇ કરવાનો ગુનાહ.**

ગયા અમ બીજી ગમ, જ્યાં જોયું રવાન,
શીકંજામાં હાથ પગથી કબ્જ, ને હેરાન.
હતા આસેપાસે કાંઈક દેવો હજાર,
જે એને રીબાવી દુઃખ પાડતા અપાર.

મેં પુછયું સરોશને, "આ રૂવાન લાચાર
શો ગુનોહ કરીને થયું તકસીરવાર?

શું કારણથી ભોગવે છે શિક્ષા અહિં સખ્ત,
ને થાય છે પરેશાન એ બાપડું કમબખ્ત?"

સરોશ બોલ્યો, "એ મહા મખીચુસ હતો,
છતી દોલતે જબરો કંજુસ હતો.
રે પૈસાનો એને હતો એટલો ચસ,
કે પૈસા સંગરવામાંજ સુખ માનતો બસ.
ન દોલતનો એણે લાભ આપ્યો, લીધો,
ન સાચો પ્યાર એના પર કોઈએ કીધો.
એ છતે પૈસે રહ્યો મોહોબત વગર,
રહ્યો છતે પૈસે શુભ સોહોબત વગર.
પરોપકાર તે શું તેનું ધ્યાન ધર્યું નહીં,
ગરીબોને કશું બી દાન કર્યું નહીં.
છે જરથોસ્તી દીનમાં અગતનું ફરમાન
કે કરવાં સખાવત તથા ધર્મ દાન.(૧૮)
પણ એ શખ્સ બસ પૈસાનો થઇ પરેસ્તાર,
ન ચાલ્યો આ ઉમદા ફરમાન અનુસાર.
ન માનવી કે કિરતાર તરફની ફરજ
બજા લાવ્યો એ મખીચુસ બેસમજ.
એ દળદર પુરૂષ જ્યારે પામ્યો મરણ,
તજી આવવું પડયું સહુ સંગરેલું ધન.
જમાવેલી એણે જે દોલત બિસ્યાર
ઉડાવે છે ખેશીઓ બીનઅખ્તિયાર.
એ જીવતો હતો ત્યારે એટલો અપાર
હતો એમણે એના ભણી તિરસ્કાર,
કે એનાં મરણ બાદ કુલ એની મીલકત
એ સહુએ વેહેંચી લીધી, પણ કોઈ વખત
નથી કરતાં એને ભલા ભાવથી યાદ,
ને ગંજ માટે રંજ એની ગઇ કુલ બરબાદ.
એવા મખીચુસને સજા થાય છે જે,
ઓ અર્દાવિરાફ! તે તેં અહિં દીઠી છે."

એ દુઃખી પર રહેમ મને છુટી ઘણી,
કે મબલખ ધન માલનો એ માતબર ઘણી
ન ગેતીમાં પામેલો પ્યાર કે કરાર,
ને અત્રે બી થાય છે એ આવો હાડમાર.

## એક આળસુ મર્દનું સ્વાન, અને ગોસ્પંદને ચારો નાખવાનો બદલો.

જતાં આગળ, પડયો અમુને નજર
એક દેખાવ વિચિત્ર, અજબ ખરેખર.
સ્વાન જોયું અમે કે જેનું બદન
(એક પગ શિવાય) પીડાતું હતું તદન.
ગલીચ ખર્વસ્તરો ને જીવડા અસંખ
સતાવતાં હતાં તેને દઈ ઝેરી ડંખ.
મગર પેલો પગ હતો ચોખ્ખો તદન,
કે જ્યારે હતું દર્દી બાકીનું તન.

મેં જોઇ આવું વિચિત્ર, કીધો સવાલ;
ને મને સરોશે જણાવ્યો અહેવાલ,
કે "આ શખ્સ ત્યાં ભોગવે છે આવી સજા,
સબબ કે કબી એ નહીં લાવ્યો બજા
જરા જેટલી એની ફરજ નિતિમાન,
બસ સુસ્તીમાં રહ્યો એ આદમી નાદાન.
જે દુનિયા સંસારની અવસ્ય ફરજ,
તે કરવા બી કંટાળતો એ કમસમજ.
કંઇ કરવું જો પડયું તો ફફડી મરે,
ને ખોઇ દઇ મીજાજ, ખભળી બબડી કરે.
મગર એનો એક પગ તું જોય છે, વિરાફ!,
આજાર કે આજાબ વિના સોજ્જો ને સાફ,
તે એ કારણ લીધે કે એ સ્વાર્થી નર,
ન જેણે કરેલો કંઈ શ્રમ ઉમ્રભર,
ફક્ત એના એ પગથી એણે એકવાર

એક કામ કર્યું હતું દયાનું લગાર,
તે એ કે એક બાંધેલું ઘેટું નાચાર
જે ઘાસ સુધી પોહોચવાને હતું લાચાર,
ને ભુખું થવે પાડતું હતું બરાડ,
તે ભુખ્યાં પસુનો દુ:ખી સાંભળી સાહાદ,
એ પગ વડે એણે સુકું થોડું ઘાસ
ધકેલી આપ્યું હતું તે ભુખ્યાં પાસ.
આ કારણે એ પગ છે શિક્ષા રહિત,
ને લેવાનો છે આથી ધડો ખચિત,
કે ગમે એવું નાહાનું દયાળુ કામ
પાક હોરમઝદ જોય છે, ને દે છે ઇનામ
પુરે પુરૂં તેનું મિનોઈ જહાનમાં,–
જે વાત રાખવી જોઇએ ખસુસ ધ્યાનમાં. (૧૯)
તું ગેતીનાં લોકોને કહેજે વિરાફ,
કે કરણી મુવાફેક સૌ પામશે ઇન્સાફ.
છે દાદાર દયાળુ, પણ પુરો અદલ,
હશે જેવી કરણી તેવાં મળશે ફળ.
તમો માનવીઓ તેથી રહેજો હુશિયાર,
ને કામો ભલાં કરવા રહેજો તૈયાર.

## લબાડનું શ્વાન.

અમો બીજી જગોએ ત્યાંથી ગયા,
જ્યાં દુ:ખી શ્વાન એક અમો જોઈ રહ્યા.
પછાડી પત્થર પર દેવો સીતમગાર
તે બાપડાની જીભ તાણી કાહાડતા'તા બહાર,
ને તેના પર લગાવી જર્બ ઝપોઝપ,
બહુ ક્રુરતાથી છુંદતા હતા ડપોડપ.
તે કંગાલ શ્વાન ચિંચવાઇ રડતું હતું,
રે દુ:ખ કેવું તેના પર પડતું હતું!
સરોશ બોલ્યો "એ હતો લબાડ તમામ,
બસ કર્યાં એ કરતો લબાડીનાં કામ.

લબાડીથી કીધો ઘણુંઓનો નાસ,
શું દોસ્તો કે દુશમનો સહુ પામ્યાં ત્રાસ.
નજીવું જણાય લોકને જુઠાઈનું કામ,
પણ પરવર ગણે એને મહા પાપ તમામ."(૨૦)

## ગર્ભપાતની સજા.

અમે બીજીુ ગમ જોયું માદા રવાન,
ડબાયલાં પત્થરથી તેનાં બન્ને સ્તાન,
જે દેવો તેનીજ પાસ તણાવતા હતા,
ને ઘંટીથી છાતી દબાવતા હતા.
રવાન કરે કકલાટ, ને ઝારઝાર રડે,
મગર કામ સોંપાયલું તો કરવુંજ પડે.

સરોશે કહ્યું કે "આ નાર ગુનેહગાર,
કે જેને તું જોય છે અહિં થતી હાડમાર,
તે નાપાકે કીધો હતો ગર્ભપાત,
જે ગુનોહ ગણાય છે ઘોર પાપ ખરેખાત.
ન માફ થાય એવો છે એ ગુનોહ ગંભીર,
તે વાસ્તે ન કોઇએ એ કરવી તદબીર."

## જુઠી ગવાહીઓથી વિધવાઓ તથા યતીમોના હકો લુટનારની સજા.

અમો ત્યાંથી જઈ પુગ્યા બીજે મકાન,
જ્યાં જોયું રવાન એક હેરાન પરેશાન.
મલિન ને પેટે ચાલતા જીવડા ગલીચ,
ને હેબતનાક ખર્વસ્તરો ખીચોખીચ,
તે રૂહનાં આંતરડાં કોતરતાં હતાં,
ન પરવા તેની ચીસની કરતાં હતાં.

"સજા એને શાની?" એમ પુછતાં સવાલ
સરોશે કહ્યું કે "આ પાપી ચંડાળ,
ગવાહીઓ ઉભી કરી જુઠી તમામ,
અનાથો ને વિધવાને લુટતો સરિયામ.

એ બચ્ચાંઓ અનાથનો ખુંચવતો હક,
ને નુકસાન ગરીબોને કરતો બેશક.
એમ ચાલુ ગેરસિરસ્તનાં પગલાં ભરી,
ઘણી દોલત એણે જમાવી ખરી,
મગર ગંજ ખજાનો સહુ છોડવો પડયો,
જે વારે સંબંધ દુન્યાઇ તોડવો પડયો.
મરણ આવતાં તત્કાળ આવવું પડયું અહિં,
જમાવેલા ગંજનો કાંઈ લાભ મળ્યો નહીં.
એ બદમાશ લુટારાની થતાં કજા,
ત્યાં ભોગવે છે એ એની ઘટતી સજા.
તું ગેતીમાં જાય પાછો ત્યારે, વિરાફ!,
જણાવી તું દેજે બધાંઓને સાફ,
કે આવાં કુકર્મોનો બદ છે અંજામ,
ને તેથી ન કરવાં કદી એવાં કામ."

## લોકોનો અનાજ માલ સસતામાં પડાવી લેનારને સજા.

અમોએ બીજી ગમ એક જોયું શ્વાન,
ઘણા દેવો વચ્ચે હલાક ને હેરાન.
ખવાડતા તેને દેવો દઈ ધમકી, ધાક,
સડેલાં આંતરડાં ને માંસનો ખોરાક.
શ્વાન આનાકાનીઓ કચવાઇ કરે,
મગર તેની ફરિયાદ કોણ કાને ધરે!

"સજાને થયું કેમ આ રૂહ સઝાવાર?"
મેં પુછયું, અને બોલ્યો સરોશ નામદાર,
કે "ગેરકાયદે ગેરરીતિ વાપરી ઘણી,
એ પારકાંની મીલકતનો થતો ધણી.
જો પૈસા ધીરી ગીરવી રાખ્યો હોય માલ,
તો લાવી તકાજો હાઉ કરતો ચંડાળ.
ગરીબને દબાવવામાં લેતો મજાહ,
પચાવી પડાવવું બસ એજ એની રાહ.

પચાવી લે મીલકત નીચ વાપરી કળા,
ને નફાથી વેચે, એ પાપી બળા.
જમાવ્યો બહુ ગંજ વાપરી હીકમત ને છળ,
પણ આખર શું કામ લાગી દોલત સકળ?
ત્યાં આવ્યો બધું છોડી, લઈ ખાલી હાથ,
નથી એને કોઇ દીલસોજ સાથીનો સાથ.
જે વિતે છે એના પર અહિં વિપત્તિ,
છે વેઠનારો કોણ બીજો એના વતી?
એ લુચ્ચાને આવી છે હવેજ અક્કલ,
કે 'કર અને જો'નો છે કાનુન અચલ.
એવા શખ્સનાં કામ પર રબ રાખે ધિક્કાર,
તે વાસ્તે એ રીત કરવી નહીં અખતિયાર."

## ખરે રસ્તેથી બુરી રાહે દોરવનારની સજા.

અમોએ હવે દીઠાં કેટલાંક રવાન,
કંપારી છુટે એવાં રોગિષ્ટ હેરાન.
શરીર પરથી માંસ કોહી લબડતું હતું,
ને ખરવસ્તરોથી સબડતું હતું.
હતા ચેહેરા બેડોળ, પીળા, ફીકાસદાર,
જે જોઇને બિહિક લાગે ને છુટે ધિક્કાર.

સરોશ બોલ્યો, "આ લોક ધુતારા હતા,
બડા જબરા એઓ ઠગારા હતા.
ખરી રાહથી ફેરવી, ખરાબ દુષ્ટ ચાલ
પર લોકોને ભોળવતા એ બદ ચંડાળ.
જુવાન અને નાદાનને દઇ દુષ્ટ સલાહ,
બનાવતા અધર્મી આ શખ્સો બદખાહ.
એ બદકારો થાય છે ત્યાં કેવા હાડમાર,
તે ગેતીમાં, અર્દા, તું કરજે આશકાર."(૨૧)

## સગોને હેરાન કરવા તથા મારી નાખવાનું પાપ.

અમો આવી પુગ્યા એક બીજે મકાન,
જ્યાં જોયું અમોએ એક કંગાળ રવાન,
શરીર જેનું ચીરતા'તા સગો હજાર,
ને તે બાપડું ચીસ પાડી રડતું લાચાર.

મેં માહારા રખેવાળોને કીધો સવાલ
કે "કહો કાંય છે એનો આવો બુરો હાલ?"

કહ્યું તેમણે "એ લેતો સગોના જાન,
રિબાવી વિના કારણ કરતો હેરાન.
શો હાલ થાય છે એવાનો દોઝખને બાર,
તે અર્દા! તું ગેતીમાં કરજે આશકાર.
દયાથી વરતવું સગો સાથ હંમેશ,
હેરાનગતિ નાહકની આપવી નહીં લેશ.
પુરાણા છે સગો માણસજાતના દોસ્ત,
જતન એમની કરવી છે નેક ને દરોસ્ત.
જો માયાથી કરે કોઈ સગની જતન,
તો તેના પર થાય છે પાક પરવર પ્રસન્ન.
જે માનવી ધરી રાખશે આ વાતની યાદ,
તે સુખી થશે અને રહેશે આબાદ."

## આતશ ઉપર નસો નાખવાનો ગુનાહ.

બરફથી ઢંકાઈ ગયલી એક જગો પર
દેખાવ કમકમાટભર્યો આવ્યો નજર.
એક માદા રવાન જોયું નાચાર, ગરીબ,
દેખાયું તે બાપડું ખરૂં કમનસીબ.

"શી થઇ એની તકસીર?" એમ પુછતાં સવાલ,
સરોશ બોલ્યો, "અર્દા! આ ઓરત કંગાલ
પાક આતશની નહીં કરતી હતી સંભાળ,
ને તેમાં ખરે એનાં માંથાના વાળ,

કે બીજી કશી ગંદી વસ્તુ ખરે,
તો એ આળસુ તેનો નહીં અટકાવ કરે.
હતી એવી સુસ્ત એ તથા બેદરકાર
કે અભડાતો એનાથી આતશ હર વાર.
છે આતશની આલુદગી ગુનોહ ગંભીર
સજા પામે સખ્ત જે આ કરે તકસીર.
તું ગેતીમાં જાય પાછો જ્યારે, વિરાફ!,
તું પ્રજાને જાહેર કરી દેજે સાફ,
કે બરદાસ્ત પાક આતશની જે આદમી લે,
ન વસ્તુઓ અસ્વચ્છથી અભડાવા દે,
તે આદમી છે પરવરને પુરો પસંદ,
છે આતશની બરદાસ્તમાં પુણ્ય બુલંદ."

## જાદુગર ઓરતનું રવાન.

અમો આગળ વધ્યા, ને દીઠી એક નાર,
જે ચાવી માંસ પોતાનું રડતી ઝારઝાર.
સરોશે મને આપી સમજ શેતાબ,
"આ ઓરત હતી જાદુગરણી ખરાબ.
એ તંત્ર ને મંત્રમાં પુરી હતી,
ને સહુને સતાવવામાં શુરી હતી.
ન ડર રાખી ખોદાનો એ સ્ત્રી શેતાન
ઘણુંએકને જાદુથી કરતી હેરાન.
પલીદો ખવીસો સાથ સાંધતી કરાર,
હતા જેઓ ઉત્તેજન આપવા તૈયાર.
હવે પસ્તાઈ જોય છે એ કેવી ઠગાઈ
કે કીધી દેવ દેવી સાથ એણે આશનાઇ.
જે જાદુઓ મેલાં ને એલમ નાપાક
ચલાવ્યાં એણે, તેથી છે અહિં હલાક.
એવાં કામો હોરમઝદને છે નાપસંદ,
ધિક્કારે છે જાદુગરને ખોદાવંદ.

એ અહીં તું ગેતીમાં પાછો ફરે,
આ વાત ત્યારે સહુને જણાવજે ખરે,
કે ઉશકેરશે અંગ્રેમઇન્યુ વારંવાર,
પણ હરગીઝ નહીં હોરમઝદવિરૂધ્ધ કરવાં કાર.''(૨૨)

## નસા નજીસાતથી પહરેઝ નહીં રહેવાનો ગુનાહ.

હવે જોયો સુગ લાગતો દેખાવ ખરાબ,
શ્વાનને દેતા હતા દેવો આજાબ,
ગલીચ વસ્તુ તેને ચવાડતા હતા,
ને ભચડીને માંસ લોહી ખવાડતા હતા.
શ્વાનને આ ખોરાકથી થાય કમકમાટ,
પણ નહીં સાંભળે કોઈ તેનાં હાય ને કકળાટ.
ગલીચી, દુર્ગંધી અને નજીસાત
તે બાપડાંને ગળવાં પડે ફરજીયાત.

મુજ સાથીઓએ મને કહ્યો અહેવાલ,
"ન આદમી પણ એક ગંદાં હેવાન મીસાલ
એ શખ્સ રહેતો નજીસ ને મેલો બિસ્યાર,
ન ચોખ્ખાઇ કશી પાળતો દીન અનુસાર.
છે ચોખ્ખાઇનો કાનુન કે લોહી, નખ, ને બાલ,
ને મુડદાં ને નસા બીજા એ મીસાલ,
છે અસ્વચ્છ, તેથી છે અડકવામાં પાપ,
જો ચોખ્ખાઇ નહીં પાળી તો મળશે સંતાપ.
જે સ્વચ્છતાના કાયદાનો કરે છે ભંગ,
અવસ્થા તેની અહિયાં થાય છે બતંગ.
જે ત્યાં એને ભાવતી હતી નજીસાત,
ગળાવે છે તે એને અહિં ફરજીયાત.
તું ગેતીમાં જઇ કરજે સહુને ખબર,
કે તન તેમજ મન રાખવાં શુધ્ધ સદંતર.
જે પાકીજગી પાળે છે તન મન તણી,
તેના ઉપર રીઝે છે જગત-ધણી."

## વ્યભિચારનું પાપ.

અમે જોયું બીજી ગમ પાપી રવાન
જે દેવોથી બહુ થતું હતું હેરાન.
ઉઠાવેલો તેણે ખભાં ઉપર પહાડ,
કચડતો હતો જેનો ભાર તેનું હાડ.
કલાપિટ ને કકલાટ કરે તે લાચાર,
પણ ઉપરથી દેવો સખત મારે માર.

સરોશે કહ્યું કે "આ શખસ બદકાર
હવસને બસ વસ રહી કરતો વ્યભિચાર.
એ પારકાંની સ્ત્રીને ફુસલાવતો હતો,
ઘણાં ઘરનો સંસાર ભંગાવતો હતો.
હવસની રાહ પકડેલી બેઅખ્તિયાર,
રે કોઈજ એનાં ફંદમાંથી છટકી હોય નાર.
જે સ્ત્રીલંપટ રહે છે, હવસનો ગોલામ,
તે ભોગવે છે અસહણ દુઃખો આ ઠામ.
બુરા મનવિકારોને નહીં રહે જે વસ,
મિતાહારી રહીને ધિક્કારે હવસ,
છે તેના પર પાક પરવરદેગારનો પ્યાર,
એમ સહુને કહેજે, અર્દા, જાય પાછો જ્યાર.

## કુવડપણાંનો ગુનાહ.

હવે પોહોંચ્યો હું મુજ રખેવાળો સાથ
એક બીજી ગમ જ્યાં હતો ભારી કકલાટ.
રવાનો હતાં દુઃખી, ઉદાસ તદન,
કલાપિટો કરતાં ને ઝારઝાર રડન.
બરફમાં ડુબી ગયલાં ડોકી વેર છેક,
ને પીતાં ફરજ માર્યાં તેઓ દરેક
ગલીચી, નસો, અને વાસ મારતી ચીજ,
ન જેમાંથી છુટવા દે દેવો હરગીઝ.

"ભલા અદા!" એમ બોલ્યો યઝદ સરોશ,
"આ લોકનાં હતાં મેલાં મન અને હોશ.
શરીરની સફાઇ તણા કાયદા કશા
નહીં જાળવીને રહેલાં એ અવરદશા.
જે પાણીથી બીજાંએ કીધું હોય સ્નાન,
તે પાણીથી નાહે એઓ ફુવડ નાદાન.
મલિનતા થકી એમનાં તન તેમજ મન
બસ બગડેલાં, ગંદાં, ને અશુધ્ધ તદન.
અશો અસ્ફંદારમદ અમેશાસ્પંદ,
ને આબના ને આતશના યઝદ બુલંદ,
કોપાયમાન બને છે તે શખ્સ પર ખરે,
જે વસ્તુઓ પાકને આલુદા કરે.
વિરાફ! જ્યારે ગેતીમાં પાછો તું જાય,
ઠસાવજે તું વાત સાબૂત લોકો પર આએ,—
અગર રાખશો તન સ્વચ્છ તો સ્વચ્છ રહેશે મન,
ને મન રહેશે મેલું જો મેલું હોય તન,
ને કહેજે, જે શખ્સ લે છે તનની સંભાળ,
તે હોરમઝદને રાખે છે રાજી ખુશાલ."(૨૩)

## ગરીબો પર સખ્તાઈ ગુજારવાનો ગુનાહ.

મેં બીજી ગમ જોયું એક રવાન લાચાર,
ખભાં પર ઉઠાવેલો ડુંગરનો ભાર,
જે ભાર નહીં ખમાતાં, તે કકળાટ કરી,
નિરંતર હતું મારતું હાય દુઃખભરી.
સરોશ બોલ્યો, "એ શખ્સ હતો મીલકતદાર,
જમીનો ઘણીનો માલેક મુખ્તિયાર.
હતુ જબરૂં ધન પણ નહીં રાખ્યો સંતોષ,
વધુ જર જમાવવાની બસ રાખી હોંસ.
કિરાંયા, ભોંય ભાડાં, વધાર્યાં હદબહાર,
ગયાં છોડી કંટળાઇને ભાડુત ઘરબાર.
તે શખ્સ થાય છે હોરમઝદનો મહા ગુનેહગાર,

જે રાખતો નથી મધ્યમ રીત અખ્તિયાર,
પરંતુ કરી માણુસાઇ કાયદાનો ભંગ,
જમાવે છે જબરાઇથી ધનના દરંગ.
તવંગરી કરતાં છે સખ્તિ સરસ,
ગરીબ રહેતો નથી ગરૂરીને વસ.
જો રંક રાખશે સંતોષ તો પામશે ઇનામ,
જે સંતોષી તે હોય છે સુખી મુદામ.
તવંગરો ભુલે છે આ વાતનું ભાન,
કે છે સહુ મનુષ્યો એકંદર સમાન.
કરે રંકોનો દ્રવ્યવાનો તુચ્છકાર,
મગર રાખે રંક નમ્રતા અખ્તિયાર.
નમાના પર રીજે છે હોરમઝદ કિરતાર,
નમાનાને ચાહે છે પાક પરવરદેગાર.
ભલા અર્દા! જ્યારે તું ગેતીમાં જાય,
ખબર કરજે સર્વેને ત્યારે તું આએ,
કે જરદાર ગુજારશે જો રંક પર જફા,
સજા કરશે તેને ખોદા થઈ ખફા.
ગરીઓને કહેજે કે નરમાસ બદલ
મિનોઇમાં ઇનામ આપશે દાદગર અદલ."

## વચન તોડવાનો ગુનાહ.

હવે ત્યાંથી વળ્યા અમો બીજી ગમ,
જ્યાં જોયું રવાન જેના ઉપર સીતમ
ગુજારતા હતા દેવો ક્રુર જુલમગાર,
કે જેઓ લઈ લોખંડના નિખ્યા ધારદાર,
તે લાચારનું માંસ ઓખવી કરતા બેજાર,
અને તે રડે ત્યારે હસતા બિસ્યાર.
દયા નહીં કશી તેનાં દુઃખ પર ધરે,
મગર સાંભા તેના બહુ ચેષ્ટા કરે.

જણાવ્યું સરોશે, "એ શખ્સ સર્વે સંગ
હમેશ કરતો રહેતો કબુલાતનો ભંગ.
લખત કે કરાર એ નહીં પાળે જરાક,
ને પાળે જે શખ્સ તેની કરે મજાક.
જે દુશ્મન કે દોસ્ત સાથ કરે કોલનો ભંગ,
મિનોઇમાં તેની થાય છે હાલત બતંગ.(૨૪)
જણાવજે તું પ્રજાને, અર્દાવિરાફ!,
કે હોરમઝદ એવાને ધિક્કારે છે સાફ."

## પારકી દીનવાળા સાથે કોલ તોડવાનો ગુનાહ.

હવે અમ પુગી ગયા છેલ્લે મકાન,
અમુને દેખાયાં જ્યાં. ઘણાંક રવાન,
કે જેના પર દેવો અસહ્ય સીતમ
ગુજારતા હતા ચાલુ અનેક કીસમ.
રવાનો પોકાર મારે, કરતાં રડન,
"અરે કેમ આ હાડમારી કરીએ સહણ!"
ત્યાં કેટલાંક પર પડતો'તો પત્થરનો માર,
ને કેટલાંક પર છુટતાં'તાં તીર અણીદાર.
ઘડીની બી નહીં તેમને મેહેતલ મળે,
ગુજારે આજાબ દેવો દરેક પળે.

સરોશે મને આપી આની સમજ,
કે આ શખ્સો પાળતા બરાબર ફરજ,
હોય આપેલો જ્યારે એક હમદીનને બોલ,
યા હમકામી, હમવત્ની સાથ કીધેલો કોલ.
મગર જો પરધર્મીને કોલ આપ્યો હોય,
તો તોડે ખુશાલ તે, ને ગુનોહ નહીં જોય.
સજા એવાં લોકોને થાય છે આ ઠામ,
સબબ હોરમઝદ ગણે છે એ પાપનું કામ.
કાં હમદીન, કાં પરધર્મી, બન્નેની સાથ
વચન પાળવું એકસરખું છે ફરજીયાત."

## અર્દાવિરાફનું ગરોથમાન બેહેસ્તમાં જવું તથા ત્યાં દાદાર હોરમઝદનો આવાજ સાંભળવો.

અમો છોડી તે આખું સ્થળ ભયંકર,
સિઆહીમાંથી આવ્યા ખુશ રોશની અંદર.
અમો આવી ચહડ્યા ખુદ બેહેસ્ત ગરોથમાન,
જે છે દાદાર હોરમઝદનું રોશન મકાન.
અરે ત્યાંનો તેજસ્વી એવો ઝલકાટ,
કે મને ઉપજ્યો બહુ ભારી ગભરાટ.
મેં ચાહ્યું કે બંદગી કરૂં તે વાર,
પણ જીભ માહારી ઉપડી નહીં શકી લગાર,
ને ટાંટયાઓ ઠઠરવા લાગ્યા ઠરઠર,
ગયો ગુંચવાઇ ધ્યાન ભાને હું સદંતર.
ભલા યઝદોએ મને આપી હામ,
ને બોલ્યા, "વિરાફ! તું બિહે છે શું કામ?
નથી તને બિહિવાનો કશો સબબ,
પકડ હિંમત, ધ્રુજતા ના રાખ તાહારા લબ."

અહા! તેજ વખત મને સંભળાયો સાહાદ.
મધુર જેના સ્વર જાણે મીઠો પ્રસાદ
તે ગેબી અવાજથી મને આવ્યું ભાન,
ખોદાની ભલાઇ પર ગયું માહારૂં ધ્યાન.

એક દિવ્ય પ્રકાશમાંથી આવ્યો અવાજ,
અને કીધી તત્કાળ મેં મુંગી નેમાજ.

ભલો હોરમઝદ બોલ્યો, "હું દઉં છું રજા,
વિરાફ! હવે તું તાહારી ભુમી પર જા.
સગાં તાહારાં તુજ વાસ્તે છે ચિંત્તાતુર,
ને શેહેનશાહ ને દસ્તુરો બધા આતુર.
દિવસ તથા રાત સાત એઓ ઈંતેઝાર
તુજ રાહ જોઇ રહ્યાં છે કે ફરશે તું ક્યાર?
રહ્યાં છે બધાં બેહદ થઇ ઉલટમંદ,
કે ામેનોઇમાં જોયું છે તેં હેરતમંદ,

તે બાબતનો સાંભળે તુજ મોહોડે અહેવાલ,
જે વાસ્તે તું જા ત્યાં, વિરાફ! ખુશ ખુશાલ.
તેં જોયું ને સાંભળ્યું અહિંઆં જે જે,
સવિસ્તર સુનાવજે તું ગેતીમાં તે.
ઓલાદ બાદ ઓલાદ કાજે આપજે સમજ,
છે માઝદસ્ની દીન પાળવી પ્રથમ ફરજ.
જે પાળે છે એ ભલી દીનનાં ફરમાન,
મિનોઇમાં તે મેળવે છે મરતબો મહાન.
કરે છે જે શખ્સ દીનના કાનુનનો ભંગ,
મિનોઈમાં તેની હાલત થાય છે બતંગ.
ગુનાહોની શિક્ષા, સવાબનાં ઇનામ,
જે જોયાં તેં અહિં તે જણાવજે તમામ."

મેં સાંભળ્યા જ્યારે આ શીરીન સુસ્વર,
હું અચરત બની રહ્યો ત્યાં સદંતર.
જે જગ્યેથી અવાજ સંભળાયો મને,
ત્યાં કોઇ નહીં નજરથી જણાયો મને,
મગર માત્ર રોશની બેહદ ઝલેહદાર[૨૫]
જણાઈ ત્યાં મને, રે આ શો ચમ્તકાર!

વળી પાછો આવ્યો તે દિલપઝીર સાહાદ,
"વિરાફ! તું ઠસાવજે સહુ જણ પર આબાદ,
જે માર્ગ છે અશોઇનો છે તેજ એક ખરો,[૨૬]
બીજા માર્ગો ખોટા, તો તે નવ ધરો.
તવંગરને કહે રાખે રબ પર વિશ્વાસ,
ઉદય વેળા રાખે નહીં ગર્વિષ્ટ ખવાસ.
રે સત માનો આખરે કલ્યાણ થશે
જો જીંદગી સારી ગુજારી હશે.
કદી બી નહીં કરવાં એવાં કામ જરાય,
કે મોહોતની પથારી પર પસ્તાવો થાય.
કરીશું જો મરતી વખત પશ્ચાતાપ,
તો માફ કરશે પરવરદેગાર આપણાં પાપ,

એમ માની ના લેતાં રે કોઈબી કદી;
છે વ્યર્થ કરવો પસ્તાવો અંતની ઘડી.(૨૭)
પેગમ્બર સત જરથોસ્ત પાસ મેં મોકલી દીન,
છે કાયદાઓ તેના હિતકારક સંગીન.
એ હૃદયમાં સાબુત ઉતારજો તમો,
ને તે મુજબ જીવન ગુજારજો તમો.
કમી કરવા મુઆંની શિક્ષા આ ઠામ
ન મોબેદનાં ભણુતરો લાગવાનાં કામ.(૨૮)
બચિત એવી રાખતાં ના માન્યતા તમ,
કે જીવતાંની માંગણીથી શિક્ષા થાય કમ.
'કરો તેવું ભોગવો' છે કાયદો અચળ,
જે વાવશો તેવુંજ બસ છે મળવાનું ફળ.
બુરાઇની સજાઓ, અશોઇનાં ઇનામ,
મેં પ્રથમથી નક્કી કીધાં છે તમામ.
વિરાફ! કરજે આ વાત તું સહુને આશકાર,
કે જેથી કોઇ ગાફેલ ન રહે વધુ વાર."(૨૯)

હું બોલ્યો એમ મનમાં, કરી નમસ્કાર,
"છે હોરમઝદની મેહેરબાની મુજ પર અપાર,
કે સોંપ્યું એણે મને મોતેબર કામ,
પુગાડવા કુલ આલમને એનો પેગામ.
ઉભાય છે જીગર મજનું આભારથી પુર,
બજાવીશ હું પરવરનો હોકમ જરૂર."

ફરીથી મેં સાંભળ્યો સાહાદ મનોહર,
"બનો નાબુદ દુનિયામાંથી સદંતર
મનુષજાતના પાંચ વેરી સૌથી નરસ—
જુઠાણું, અહંકાર, ક્રોધ, ઇર્ષા, હવસ!"

સરોશ યઝદ બોલ્યો ધરી માહારો કર,
"જે સત્યો આજ સાંભળ્યાં તેં મોતેબર,
તે તું તાહારાં મગજમાં સચોટ ઉતાર,
ને ગેતીમાં યથાર્થ તે કરજે આશકાર.

મિનોઇમાં તુજ દૃષ્ટિએ જે પડયું છે,
તું ગેતીમાં વર્ણવજે આબેહુબ તે,
કે જેથી નહીં બાકી રહે સંદેહ કશો,
ને લોકોનો નીકળી જાય કુલ વસવસો."
સરોશ ને મેં આપ્યો મુજ નમ્ર ઉત્તર,
"જે કિરતારે કૃપા કરી માહારા પર,
મને આપી તક જોવા આ મિનોઇ જહાન,
તે કીરતારની મેહેરથી કરીશ સાચું બયાન.
મેં જોયું મિનોઇમાં ને સાંભળ્યું છે
જણાવીશ હું ગેતીમાં સવિસ્તર તે."

**સરોશની સાથે વિરાફનું જવું ઉતરતે બેહેશ્તમાં.**

સરોશ ત્યાંથી દોરી લઇ ગયો મને
એક ઉતરતાં બેહેશ્તમાં જયાં માહારા કને
રવાનો કંઇક આવ્યાં ને બોલ્યાં, "વિરાફ!
મિનોઇ જહાનમાં બધાંનો થાય છે ઇન્સાફ.
અમારાં છે ગેતીમાં જે ખેશાવંદ
તું તેઓને શીખવજે કરવા પસંદ
હમેશાં સદાચાર ને રાસ્તીની રાહ,
ને અંતનો વિચાર રાખી તજવા ગુનાહ.
ના બુરી લલુતામાં લપટાઇ જતા,
ના રાહે હરીમન પર ઘસડાઇ જતા.
છે રાસ્ત વ દરોસ્ત ભલી જરથોસ્તી દીન,
તેનાં પાળજો ફરમાનો, રાખી આકીન.
અગર હાડમંદ દુનિયામાં બુરાઈની રીત
જો પકડી, તો મળવાનું દોઝખ ખચિત."
એ રૂહોનું કહેવું કબુલ મેં કીધું,
ને તે મુજબ કરવા વચન મેં દીધું.

**માહપાયા બેહેશ્ત.**

અમે હવે જોયું બીજું ખુશ મુકામ,
કે જેનું હતું "બેહેશ્ત માહપાયા" નામ.

ત્યાં કેટલાંક રવાનોએ ઝાલ્યો મુજ હાથ,
અને બોલ્યાં તેઓ ઘણી પ્રિત સાથ,
"અમારાં છે ગેતીમાં બેશી, આશનાવ,
અશોઇની, અગત તેમને અર્દા, સમજાવ.
છે દુન્યવી મજાહો કુલ ક્ષણભંગુર,
તો પાયદાર સુખ બેહેસ્તનાં કાજ રહેવું આતુર.
ઉડી જાય છે દુન્યાઈ સુખ સ્વપ્ના મીસાલ,
મગર બેહેસ્તનાં સુખ તો ટકે સર્વ કાળ."

## સેતારપાયા બેહેશ્ત.

સેતારપાયા બેહેસ્તમાં ગયો સરોશ સાથ,
જ્યાં થઈ કેટલાંક રૂહો સાથ ખુશ મુલાકાત.
સુચવ્યું તેઓએ "ઓ અર્દાવિરાફ!
ઠસાવજે હમારાં દોસ્ત આશના પર સાફ,
છે બંદગી કરવાની દર રોજ જરૂર,
છે યશ્ત ને ઇજશને બી અગતનાં પુર.(૩૦)
સફાઈ સુઘડાઇ સાચવવી જોઇએ હર વેળ,
ન પાદયાબ ને કુસ્તીમાં રહેવું ગાફેલ.
જો સંપૂર્ણ પાળતે આ ફરમાનો શ્રેષ્ટ,
તો આથી આલા અમે મેળવતે બેહેસ્ત.
"બજાવીશ તમ ખાહેશ" મેં તેમને કહ્યું,
પછી ત્યાંથી ઉતરવું માહારૂં થયું.

## નિંદાખોર, તથા વારસ વગર મરનાર, વિગેરેનાં રવાન.

પકડયા ફિરેસ્તાઓએ માહારા કર,
ને ઉતર્યા અમો પૂલ ચિન્વત ઉપર.
તે જગોએ દીઠાં રવાનો લાચાર,
નિંદાખોરો, જાર કર્મો કરનાર, બદકાર.
રવાનો હતાં બીજાં તે જગો પર,
જે ગુજરી ગયાં હતાં વારસ વગર.
મને આપી તેઓએ એવી સમજ,
કે "વારસ એક નેમવાની ખાસ છે ફરજ.

ન મરવું કોઇએ વારસ નેમ્યા વગર,
અગર દાખલ થવું હોય બેહેશ્તની અંદર.
અગર કોઇને નહીં હોય પોતાનું ફરઝંદ,
તો પાલક કરી લેવો કોઈ મનપસંદ.
ગુજર્યાં હતા અમો બીનવારસદાર,
તે કારણથી થઈ શક્યા નહીં પૂલગુઝાર.
તું દોસ્તો અમારાને આપજે ખબર,
અમે અટકી કાંય રહ્યા આ જગો પર.
ને કહેજે આપે અમને દીકરા દત્તક,
કે થાય જેથી ત્યાંથી અમારો છુટક.
જે ગફલતથી પામ્યાં સજા અહિં અમો,
તે ગફલતથી પામશો સજા અહિં તમો.
મુકી જવી જોઇએ નામ રાખવા ઓલાદ,
એ આઇનિ છે ફરજ એમ પક્કી રાખજે યાદ."

હવે આવ્યા નિંદાખોરો માહારી પાસ,
ને બોલ્યા, "વિરાફ! અમ પર જફા ને ત્રાસ
જે વિતે છે અત્રે, તું ગેતીમાં તે
જણાવજે કે તેથી લોકો દાખલો લે,
ને અથડામણ, નિંદાની રાહ ધરે નહીં,
ને સત્યના રાસ્ત માર્ગનો ત્યાગ કરે નહીં.
જે લોકોના છઇએ અમો ગુનેહગાર,
ગુજર પામી તેઓ ત્યાં આવશે જે વાર,
તે વખ્તે અમારી ઓજરખાહી પર ધ્યાન
જો આપે તે લોકો, ને બની મેહેરબાન
કરે માફ અમારેથી થયલી કસૂર,
તો હોરમઝદ પણ માફ કરશે અમને જરૂર.
અમો થઈ શકીશું તુરત પૂલ ગુઝાર,*
અને દાખલ થઇશું રોશન બેહેસ્ત મોઝાર.†

---

* પૂલગુઝાર થવું એટલે ચિન્વત પૂલ પસાર કરી બેહેશ્તમાં જવું.
† બેહેશ્ત મોઝાર એટલે બેહેશ્તમાં.

અમારી કસૂર તેઓ માફ કરશે નહીં,
તો સ્થિતિ અમારી બસ સુધરશે નહીં,
અમારાં નીચાં રહેશે શરમાયલાં સર,
ને ખાયા કરીશું ધક્કા પૂલ ઉપર."

હું આ સાંભળી બન્યો ઘણો શોકાતુર,
ને બોલ્યો "બજાવીશ તમ ખાહેશ જરૂર."

ફિરેસ્તાઓ આદર ને સરોશ નેકનામ
વિદાય થયા હવે, લઇ માહારી સલામ.
જતાં જતાં મજને કાંઇક ઉપદેશ દીધો,
ને રસ્તો ગરોથમાનનો પછી લીધો.

## અર્દાવિરાફનું પૃથ્વી પર પાછું ફરવું.

તત્ક્ષણ હું ગેતીમાં જોઉં છું મને,
આ ગાદી પર બેઠેલો તમો કને.
મિનોઇમાં જે જે જોયું, શાહ નામવરા,
મેં વર્ણવ્યું છે અહિયાં તે સવિસ્તર.
ઓ આદમજાત! ધરજો બસ સત્યની રાહ
ને પાપ કરજો ત્યાગ, માની માહારી સલાહ.
જો બચ્ચાંને દે દાખલો માબાપ ગુણવંત,
જો આપે ગરીબને શુભ દાખલો શ્રિમંત,
જો નોકરને નેક દાખલો આપે ધણી,
તો પૃથ્વી બની જાય સુખદાયક ઘણી,
ખોદાના ઉતરે આશીશ આ ગેતી પર,
થાય સુખી સહુ, કાં દરવીશ, કાં તવંગર.

## ફરમાન બહાર પાડવું શાહ અર્દશીરે અને મજબૂત થવું દીન ઉપર લોકોની આસ્થાનું.

પાક અર્દાનો સાંભળી આ અદભુત અહેવાલ,
નેક અર્દશીર શેહેનશાહ થયો બહુ ખુશાલ,
ને તેનાં કુલ વર્ણન પર લાવ્યો એતબાર,
ને ફરમાવ્યું કરવા તે જગમાં આશકાર.

તે પાક નર પર શેહેનશાહ બહુ થયો મેહેરબાન,
નવાજેશ બહુ કીધી ને બહુ આપ્યાં માન.
સુનેરી હરફથી અહેવાલ સવિસ્તર
ભલા શાહે ઉતરાવ્યો ચર્મો ઉપર.
અનામત શાહી દફતરખાનામાં ખાસ
રખાવ્યું તે દફતર અમલદારો પાસ.
તમામ મુલ્કમાં શાહે ફેલાવ્યું ફરમાન,
કે રહે નહીં જેથી કોઇ બી રૈયત અંજાણ,
કે આ અદભુત અહેવાલમાં ધાર્મિક ઉપદેશ
સમાયલો જે છે તે મુવાફેક હંમેશ
છે ચાલવાની દરએક જણાંની ફરજ,
લઇ સારાં ને નરસાંની પુરતી સહમજ.
મગર ચાલશે નહીં કોઈ જો એ અનુસાર,
તો બેશક થશે શિક્ષાને સઝાવાર.
વિશેષમાં, એ અહેવાલ થાય જલ્દી આશકાર,
તે કાજ શાહે મોકલ્યા મોબેદ હુશિયાર,
જે જઇ શહેરે શહેરે અને ગામેગામ,
ફેલાવે, સમજાવે, એ ઉપદેશ તમામ,
ને જરથુશ્ત્ર સાહેબની માઝદસ્ની દીન[૭૧]
પર લઇ આવે સર્વેનું સાબૂત આકીન.

શાહ અર્દશીર નામવરનું આ સ્તુત્ય કામ
ખોદા મેહેરે ફળદાયક થયું તમામ.
જે જણ દીને જરથોસ્તથી થયલા અલ્લગ,
થયા પાછા જરથોસ્તી ચુસ્ત રગેરગ;
અને જેમનું ડામાડોળ થયલું આકીન,
તે દ્રઢ પાળવા લાગ્યા પાક જરથોસ્તી દીન.
ભલી દીનની બરકતથી લોક થયું શાદ,
ને શેહેનશાહાત બની મજબૂત, શાંત ને આબાદ.

---

**અર્દાવિરાફ નામું સમાપ્ત.**

# પુરવણી

## નોંધો.

(૧)

મરહુમ માનવંત વિદ્વાન શેઠીઆ શેઠ સો. શા. બંગાલી, સી. આઇ. ઇ., એ જરથોસ્તી લોકોનાં ધર્મપુસ્તકો તથા એ પુસ્તકોની ભાષા અને પુરાતમપણું વિષે ૧૮૫૮ના સાલમાં નિબંધ લખ્યો હતો તેમાં એઓ જણાવે છે કે "કેટલાએક ગરંથકારો લખે છે કે સેકંદરે જરતોસ્તી મજહબનાં પુસ્તકો તારાજ કીધાં હતાં, બીજાઓ એ વાતનો ઇનકાર કરે છે અને કેહે છે કે સેકંદર ઘણો નેક પાદશાહ હતો, તેણે એવી ખરાબી કીધીતી નહી. એ બંધે માહેલી કહી વાત ખરી છે તે હવે શાબેત થવું મુશકેલ છે. પણ આએ એક બીના આપણે જાણીએ છીએ કે સેકંદરની ફતેહના વખતથી તે ઇસવી સને ૨૨૫નાં વરસમાં પાદશાહ અરદેસર બાબેકાંન ઇરાનનાં તખત ઉપર બેઠો અને ઇરાનની સાસાની તબક્કાની પાદશાહી શરૂ થઇ તાંહાંશુધી ૫૫૬ વરસની મુદતમાં ઇરાનીઓનો મજહબ ઘણો પડી ભાગેલી હાલતમાં હતો. એ સમેમાં તેઓના પોતાના ધરમ પાલનાર પાદશાહની સરદારી તેઓ ઉપર હતી નહી. મોબેદોનો અમલ અને તે સાથે તેઓનો એલમ ગુમ થતો ચાલેઓ હતો, અને હજરત જરતોસ્તે તેઓને જે દીન બખશી હતી તેના તરીકાથી તેઓ ઘણુા આડા ઉતરેઆ હતા."

ઈ. સ. પૂ. ૩૩૦માં સીકંદરે ઈરાન જીત્યું તે વખતે પારસી સાહિત્યનાં બે મોહોટાં પુસ્તકખાનાં હતાં, તેમાંનું એક જે દઝે નપીસ્ત નામનું ઈસ્તખ્રમાં હતુ તે સીકંદરે બાળી નાખ્યું જણાય છે, અને બીજું જે ગંજે શપીગાન નામનું હતું તેનાં પુસ્તકો યુનાનીઓ ઉઠાવી ગયા એવું કહેવાય છે.

(૨)

શાહ અર્દશીર બાબેકાને મજલીસ પાક આતશ આદરફરોબાહના મકાનમાં બોલાવેલી જણાય છે. આ આતશને પેશદાદીઅન પાદશાહ જમશીદે પ્રથમ સ્થાપેલો કેહેવાય છે. ખ્વાર્ઝમ શેહેરના ગદમનહોમંદ

પહાડ ઉપર એને પેહેલવેહેલાં પરથવામાં આવ્યો હતો, પણ પાદશાહ કયગુશ્તાસ્પના વખતમાં એને કાબુલના રોશન પહાડ ઉપર લઇ જવામાં આવ્યો હતો, અને બુનદેહેશ કેતાબ લખાઇ તે વખતે એ આતશ ત્યાં મોજુદ હતો, આ ઉપરથી કરાણીનાં અર્દાવિરાફનામાંમાં જણાવ્યા મુજબ એવું અનુમાન થાય છે કે શાહ અર્દશીરે બોલાવેલી મજલીસ કાબુલમાં મળી હતી.

પેહેલવી 'શરેહમાં એવું જણાવેલું છે કે એ આતશ જે આદરફરાહને નામે બી ઓળખાય છે તે મોબેદો, દસ્તુરો તથા પહરેઝગારો ઉપર મવક્કોલ છે.

(૩)

ચિન્વત વિષે યજશ્નેના હા ૧૯, ફ. ૬, માં દાદાર હોરમઝદના મુખમાં આ શબ્દો મુકયા છે કે અહ્મે સૌથી પવિત્ર જરથોસ્ત! હાડમંદ દુનિયામાં જે કોઇ માહારા અહુનવરના ભાગને મનમાં યાદ કરે, અથવા મનમાં યાદ કરીને આસ્તેથી ભણે, અથવા આસ્તેથી ભણીને ગાય, અથવા ગાઇને વખાણે, તો હું હોરમઝદ તેનાં રવાનને ચિન્વત પૂલ ઉપરથી ત્રણ વખત બેહેસ્ત પાર કરાઉં છું: બેહેસ્ત તરફ, સૌથી સરસ અશોઇ તરફ, સૌથી સરસ રોશનીઓ તરફ.

ગાથા ઉસ્તવદ, હા ૪૬, ફ. ૧૦, માં પેગમ્બર જરથોસ્ત સાહેબે કોલ આપ્યો છે કે જે શખ્સ રાસ્તીને ખાતર રાસ્તી ઉપર અમલ કરશે તથા નેક મનશ્નીથી સત્તા ચલાવશે તેને એઓ હોરમઝદની આરાધનાનો માર્ગ બતલાવશે અને ચિન્વત પૂલ પસાર કરાવી લઇ જશે.

વંદીદાદ, પરગરદ ૧૯, ફ. ૨૮–૩૨, માં કહ્યું છે કે એક માણસનાં મૃત્યુ બાદ ત્રીજી રાતની બામદાદે તેનું રવાન ચિન્વત પૂલ આગળ જાય છે, જે પૂલ ઉપર સઘળાં નેક તેમજ પાપી રવાનોનું આવવું થાય છે. તે શખ્સે આએ જીંદગાનીમાં જે કામો કીધાં હોય તેનું તોલ મેહેર, સરોશ, તથા રશ્નુ યઝદો કરે છે, અને તેનાં રવાનને કર્તૃક મુજબ સારી યા નરસ જગો આપવામાં આવે છે.

(૪)

હાદોખ્ત નસ્કમાં જણાવ્યું છે કે એક પાપી માનવી ગુજરે છે ત્યારે 'કામ ને મોઈ જાંમ' (અરે! હું કઈ જગોએ જાઉં?) ગાથાનો હા ભણતું,

સંજોગીને મુકેલાં પોતાનાં કાલબુદનાં માથાં આગળ ત્રણ દહાડા સુધી બેસ છે, અને એ બધો વખત પોતાનાં કર્તૂકની શિક્ષા ખમવાની ધાસ્તીમાં અતિશય બેચેની અને દુઃખથી પિડાય છે. પરંતુ અશો માનવીનું રવાન મિનોઈમાં બેહેસ્ત મેળવવાની ખુશાલીમાં 'ઉસ્તા અહ્માઇ યહ્માઈ ઉસ્તા કહ્માઇચીત' (સુખ તેને છે જેનાથી સુખ બીજાંને) ગાથાના કલામ ગાય છે. જેટલું સુખ તમામ જીવતી દુનિયા મેળવે છે તેટલું બધું રાસ્ત માણસનું રવાન ગુજરવાની પેહેલી ત્રણ રાતની અંદર મેળવે છે, જ્યારે પાપી માણસનું રવાન જેટલી પીડાકારી તમામ જીવતી દુનિયા મેળવે છે તેટલી બધી પીડાકારી એ ત્રણ રાતની અંદર મેળવે છે.

(૫)

વંદીદાદમાં તેમજ હાદોખ્ત નસ્કમાં કહ્યું છે કે મરણની ત્રીજી રાત પુરી થઇને બામદાદ થતી વેળા અશો શખ્સનું રવાન સુગંધી ઝાડોની ઘટા હેઠળથી પસાર થાય છે અને દક્ષિણ ભણીથી સુગંધદાર પવન તેની તરફ ફુંકે છે. આગળ ચાલતાં એક બહુ રૂપાળી, પ્રકાશિત, ઉંચા કદની, મજબૂટ બાંધાની, સનોબર સમાન સીધી, નવજવાન કન્યા તે જુએ છે, જેને તે રવાન પુછે છે કે મેં કદી નહીં દીઠેલી એવી અતિ સુંદર કન્યા તું કોણ છે? તે સુંદરી ઉત્તર આપે છે કે ઓ ભલા વિચારોના, ભલા સુખનોના, ભલાં કામોના, તથા ભલા ધર્મના જવાના! હું તાહારી કેરદાર છું, તાહારી ખુબી તથા નેક કામોને લીધે હું આવી સારી દેખાવળી થઇ. એ પછી તે રવાન આગળ વધીને પેહેલું પગલું હુમત બેહેસ્તમાં, બીજું હુખ્ત બેહેસ્તમાં, અને ત્રીજું હવર્સ્ત બેહેસ્તમાં મેલે છે, અને પછી ચોથે તબક્કે બેહદ રોશની તરફ એટલે ગરોથમાનમાં જાય છે.

પાપી માણસનાં રવાનને આથી સદંતર ઉલટો અને કડવો અનુભવ થાય છે. તેની કેરદાર તેની નજરે પડે છે તે અતિશય ભયંકર અને દુઃખી, બેડોળ દેખાવની હોય છે. પછી તે રવાન પેહેલું પગલું દુસ્મત ઉપર, બીજું દુઝુખ્ત ઉપર, અને ત્રીજું દુઝવરસ્ત ઉપર મેલે છે, અને પછી અંધકારમાં (દુજોદેમાનેમાં) ગબડી પડે છે.

કોરાને શરીફના છઠા બાબમાં કહ્યું છે કે "આવતી જેહાનમાં અલ્લાહને મળવાનું છે એ એક જુઠાણું છે એમ ગણી જેઓ એ વાત

તુચ્છકારી કાઢે છે તેઓ ગુમરાહ છે ક્યાં સુધી કે કાળ ઓચીંતો આવી લાગે છે, અને તે વેળા તેઓ કહેશે કે અફસોસ! અમારી જીંદગીના અમલમાં અમોએ અમારૂં વર્તન ગાફેલ્યતમાં રાખ્યું! તેઓને તેઓની પીઠો ઉપર પોતાના બોજાઓ ઉઠાવેલા રાખવા પડશે. તે શું બુરાઈ નહિં હશે જેથી તેઓ લદાયલા રહેશે?" આ સંબંધમાં મી. જયોર્જ સેલ કોરાને શરીફનાં અંગ્રેજી ભાષાંતરમાં નોધ કરે છે કે જલાલુદ્દીને કહ્યું છે કે એક કાફર જ્યારે તેની ઘોરમાંથી ઉઠે છે ત્યારે તેણે કદી જોયલી નહિં એવી અતિશય કદરૂપી આકૃતિમાં તેનાં કરતૂકો તેને નજરે પડશે, જેનો ચેહેરો પુષ્કળ બેડોળ, જેનો વાસ દુર્ગંધી, તથા સાદ કઠોર હશે, જેથી તે ચીચીઆરી પાડી ઉઠશે કે 'અલ્લાહ તાહારેથી બચાવે! અરે તું કોણ છે? તાહારેથી જાસ્તી ધિક્કારને પાત્ર માહારી નજરે જોયું નથી.' ત્યારે તે કદરૂપો આકાર જવાબ આપશે કે 'માહારાં કદરૂપથી તું શાનો અચરત થાય છે? હું તાહારાં બુરાં કર્તૂકો છું. તું પૃથ્વી ઉપર હતો ત્યારે તું માહારા ઉપર સ્વારી કરતો હતો, પણ હવે હું તાહારા ઉપર સવાર બનીશ, અને તાહારે મને ઉપાડી રાખવી પડશે.' આ પછી તાબડતોબ તે આકાર તેના પર અસ્વાર બનશે, અને તેને જે જે બી મળશે તે તેને ગભરાવ્યા કરશે."

બુધ્ધીસ્ટોનાં ધમ્મપાદનાં પેહેલાં પ્રકરણમાં જણાવ્યું છે કે "બુરાઈ કરનારો આ દુનિયામાં વિલાપ કરે છે અને પેલી દુનિયામાં વિલાપ કરે છે, બેઉ દુનિયામાં તે વિલાપ કરે છે. જ્યારે પોતાનાં કાર્યનું બુરૂં પરિણામ તે જોય છે ત્યારે તે વિલાપ કરે છે અને દુઃખી થાય છે. નીતિમાન પુરૂષ આ દુનિયામાં મગ્ન રહે છે, અને પેલી દુનિયામાં મગ્ન રહે છે; તે બેહુ દુનિયામાં મગ્ન રહે છે. જ્યારે પોતાનાં કામની નિષ્પાપતા તે જુએ છે ત્યારે તે આનંદી અને મગ્ન બને છે." વળી ૧૫મા પ્રકરણમાં કહ્યું છે કે "સગાંઓ, સ્નેહીઓ, તથા પ્રેમીઓ જ્યારે એક શખ્સ જે બહુ વખતનો ગયલો હોય છે અને દૂર દરાજથી પાછો આવે છે ત્યારે તેને આવકાર આપે છે, તેજ મીસાલ એક શખ્સ કે જેણે નેકી કીધેલી હોય છે, તે આ જહાનમાંથી પેલી જહાન જાય છે ત્યારે તેનાં નેક કામો તેને આવકાર આપે છે."

પેહેલવી શબ્દ "કેરદાર" અને અવસ્તા શબ્દ "કેરેત" નો અર્થ "જે કીધું છે તે" થાય છે. એક જીવે તેની આ હાડમંદ દુનિયામાંની જીંદગાની દરમ્યાન જે વિચારો વિચાર્યા હોય, સખુનો ઉચ્ચાર્યા હોય, તથા

કામો કીધાં હોય તેની ટકી રહે એવી ધ્રુજનીઓનો સ્વરૂપદર્શક જથ્થો તે કેરદાર, એમ "ઝોરોસ્ટ્રીએનીઝમ એન્શીઅન્ટ ઍન્ડ મૉડર્ન" માં મી૦ ફીરોઝ મસાની કહે છે અને સમજાવે છે કે જીંદગી દરમ્યાન કીધેલાં કામોના સારા કે બુરા ગુણના પ્રમાણ મુજબ તેની પ્રવૃધ્ધિમાં અણદીઠ દુનિયામાં એક જીવ જે તબક્કો વધ્યો હોય તે તબક્કા ઉપર પણ એ ધ્રુજનીઓના ભેગા થયલા જથ્થાનો છાપ પડે છે.

(૬)

બેહેશ્ત તથા દોઝખ એ શું હશે અને કયાં હશે તે વિષે આપણે ગમે એવી અટકલો કરીશું, પરંતુ બેહેશ્ત અને દોઝખ છે એ તો જરથોશ્તી દીનમાં ચોખ્ખું છે. નીઆએશો તથા યશ્તો પઢવા પછી એક નીરંગ ભણવાની આવે છે તેમાં એક જરથોશ્તી ખોદાનું એહેસાન માને છે કે અએ પરવરદેગાર! તાહારી દરગાહમાં હું લાખો ને કરોડો શુક્રાના કરૂં છું કે તેં મને જરથોસ્તની દીનમાં પેદા કીધો, કે જે દીનની બરક્કતથી (યાને, જે દીનનાં ફરમાનો પ્રમાણે જીંદગી ગુજારવાથી) હું બેશક ગરોથમાન બેહેસ્તમાં જઇશ. વીસ્પ હુમતના કલામમાં* આપણે પઢીએ છીએ કે તમામ સારા વિચારો, તમામ સારા સખુનો, અને તમામ સારાં કામો બેહેસ્ત ભણી લઇ જાય છે, જ્યારે તમામ બુરા વિચારો, તમામ બુરા સખુનો, ને તમામ બુરાં કામો દોઝખ ભણી લઈ જાય છે.

અંગ્રેજી શબ્દ Heaven ધાતુ heave, એટલે ઉંચે ઉપડતું, ઉપરથી નીકળ્યો છે, અને એનો મૂળ અર્થ ઉંચેનો મુલક (Upper region) થાય છે, આના કરતાં આપણા અવસ્તા તથા ફારસી શબ્દો વધારે અચ્છા અર્થસુચક છે. ફારસી શબ્દ બેહેસ્તનો અર્થ સર્વોત્કૃષ્ટ, best, થાય છે. ફારસીમાં બેહ એટલે સારૂ, અને તેનો ઉત્કર્ષવાચક શબ્દ બેહેસ્ત. ફારસી બેહને મળતો પેહેલવી શબ્દ વેહ છે, અને બેહેસ્તને મળતો અવસ્તા શબ્દ વહિસ્ત છે. અંગ્રેજી best, ફારસી બેહેસ્ત, સંસ્કૃત વસિષ્ટ, અવસ્તા વહિસ્ત, એ સઘળા શબ્દોનો અર્થ સર્વોત્તમ, સર્વોત્કૃષ્ટ, થાય છે. બેહેસ્ત અથવા સ્વર્ગને માટે અવસ્તામાં વહિસ્ત અહૂ એવા શબ્દો આવે છે.

* વીસ્પ હુમતના કલામની સમજણ અને ખુબી વિષે જુઓ જ્ઞાનવર્ધક ચોપાનિયાંના સપટેમ્બર ૧૯૨૭ના નૌરોજી અંકના ૪૫૩માં પાને મારો અંગ્રેજી લેખ.

આફ્રીને પેગમ્બર જરથોસ્તમાં એને રોચંઘહેમ વીસ્પો ખાથ્રેમ એટલે તમામ સુખવાળું એવી ઉપમા આપેલી છે. વંદીદાદની ૧૯મી ૫રગરદમાં બેહેસ્ત વાસ્તે નીચે પ્રમાણે આવે છે:—

નિજબયેમી વહિશ્તેમ અહૂમ અષઓનામ રઓચંગહેમ વીસ્પો ખાથ્રેમ, યાને, અશો લોકોની તમામ સુખવાળી સર્વથી સરસ જીંદગી (અથવા દુનિયા) ને હું વખાણું છું.

વહિશ્ત અહૂનો અર્થ સર્વથી સરસ, સર્વથી ભલી જીંદગી થાય છે. આ ઉપરથી ડૉ. જી. જ. મોદી, તા. ૨૦મી જુન ૧૯૦૯ ના રોજે કીધેલી એક વાએજમાં, સમજાવે છે કે આ શબ્દોજ દેખાડે છે કે આપણા અવસ્તામાં બેહેસ્તને ખાખસુસ કોઈ જગ્યા સાથે જોડયું નથી, પણ જીંદગીને કોઇ હાલત સાથે જોડયું છે. આપણી જે સર્વથી સરસ, સર્વથી ભલી, જીંદગી તે આપણું બેહેસ્ત છે. બેહેસ્ત એક ઉત્તમ ઉમદા હાલત છે. એટલે, આપણે દરેક જણ આપણી જીંદગીને ભલી કર્યે, તે આજે હોય તેનાં કરતાં કાલે વધારે ભલી કર્યે, તે બેહેસ્તનો માર્ગ છે.

બેહેસ્ત એક મકાન હોય, તો બેહેસ્તથી ઉલટું જે દોઝખ તે પણ એક મકાન હોવું જોઇએ. અગર બેહેસ્ત એક મકાન નહીં પણ એક હાલત અથવા અવસ્થા હોય, તો દોઝખ પણ એક અવસ્થા હોવી જોઇએ. ગરોદેમાને (ગરોથમાન) થી ઉલટું દ્રુજોનમાને (દરૂજનું મકાન) છે. ગરોથમાનનો અર્થ પ્રો. મોલ્ટન The House of Song કરે છે. સ્પેન્તોમદ ગાથા, હા ૪૯, ફ. ૧૧માં કહ્યું છે કે ખરાબ સત્તાવાળાં, અનીતિનાં કૃત્યો કરનારાં, અનીતિનાં વચન વદનારાં, બુરી દયાનતવાળાં, તથા બદ મનસ્નીવાળાં પાપી રવાનોની હયાતી દ્રુજોદેમાને (દરૂજનાં મુકામ) માં ખરેખર હોય છે. દોઝખ શબ્દ અવસ્તા શબ્દ દઓઝંઘહ ઉપરથી નીકળ્યો છે અને એનો અર્થ ખરાબ હૈયાતી (દુઝ=ખરાબ, અંઘુહ=હૈયાતી) થાય છે.

પ્રો. મીલ્સ ખુલ્લાં દીલથી સ્વીકારે છે કે માનસિક બેહેસ્ત અને દોઝખ જે માત્રજ ભવિષ્યની (એટલે મરણ પછીની) હાલતો તરીકે બુધ્ધિમાન આસામીઓ હવે સમજવા અને સ્વીકારવા લાગ્યાં છે, તથા બીજા ઉમદા વિચારો જે હવે સામાન્ય મતા થઇ પડયા છે, છતાં જેની અગત્યતા કબી

ઓછી થાય નહીં, તે ગાથાઓમાં, અને આપણે જાણીએ છીએ ત્યાં સુધી સપર પહેલા ગાથાઓમાંજ, જણાવવામાં આવ્યા છે.

જરથોસ્તી કેતાબોમાં જણાવ્યું છે કે એક અશો માણુસ ગુજરીને બેહેસ્તમાં જાય છે ત્યારે તેને 'જરેમય રઓગન' એટલે જરેમય અથવા વસંતના હંગામનાં જેવું ઉંચામાં ઉંચું શરબત પીવાડવામાં આવે છે. એરવદ મે. પા. માદને થોડુંક ઉપર જામે જમશેદ પત્રમાં એક લેખમાં સમજાવ્યું છે કે પેહેલવી કેતાબોમાં અર્દીબેહેસ્ત મહિનાને જરેમયનાં નામથી ઓળખવામાં આવ્યો છે. જરેમય શબ્દ વસંતની આખી ત્રણ માસની મોસમ માટે વપરાય છે, અને અર્દીબેહેસ્ત માહને જરેમયનાં નામથી ઓળખવાનું કારણ એ છે કે સૌથી સરસ જથામાં તથા સૌથી મીઠાશદાર જથામાં રસ વસંતના મધ્ય ભાગમાં, એટલે જરેમયના મધ્ય ભાગમાં, એટલે અર્દીબેહેસ્ત માહમાં, મળે છે. એ માસમાં મળતા શરબતી રસ ઉપરથી બેહેસ્તી રવાનને બેહેસ્તમાં પાવામાં આવતાં શરબતને 'જરેમય રઓગન' કહેવામાં આવે છે.

આ પુસ્તકમાં "અહુરમઝદનો સાદ અર્દાને કાને પડે છે" વાળાં મથાળાં હેઠળ આવેલા અહેવાલમાં ૬૭મા પાને જણાવ્યું છે કે સરોશ યઝદે બેહેસ્તમાં અર્દાવિરાફને મિનોઈ ખોરાક આપ્યો હતો, જે હાથ પાક કરી બાજ ધરીને તેણે ખાધો હતો. આ મિનોઈ ખોરાક તે ઉપર જણાવેલો 'જરેમય રેઓગન' સમજવો.

બેહેસ્ત અને દોઝખ બાબત વધારે ખોલાસા માટે જુઓ માહારી ચોપડી 'મહાન જરથોસ્તી ધર્મ, ભાગ બીજો,' વિષય છઠો.

(૭)

જરથોસ્તી દીનને લગતી કેતાબોમાં તેમજ રેવાયતોમાં સખ્ત આજ્ઞા આપેલી છે કે આતશ ઉપર કોઈ પણ જાતનું લીલું કે નજીસ બળતણ કદી મેલવું નહીં. ઇજશ્નેના ૬૨મા હામાં તથા આતશની નીઆએશમાં કહ્યું છે કે અગર કોઇ શખ્સ આતશને માટે એસમ, અથવા અશોઇથી કાપેલી બરસમ, અથવા અશોઇથી પાંથરેલું હધાનએપત નામનું ખુશબોદાર બોરવર લઈ જાય છે તો આતશ ખુશનુદ થઇ તે શખ્સને દુઆ દે છે કે તાહારે ત્યાં ગાય ઢોરનું ટોળું વધજો, માણસોનો વધારો થજો, તાહારૂં મન

કામ કરતું (યાને ચપળ) થજો, તાહારી જીંદગી કામ કરતી (યાને પરો' તથા નેકીનાં કામો કરતી) થજો, અને જેટલી રાત તું જીવતો રહે રાત ખુશાલી ભરેલી જીંદગી ગુજારજો! વળી વિશેષમાં એમ પણ કહ્યું જે કોઈ શખ્સ આતશને માટે સુક્કી, રોશનીમાં જોઈ તપાસેલી, તથા કાપેલી કાઠી અશોઇના આશીર્વાદથી લઈ જાય છે તેને પણ આતશ પ્રમાણેની ભલી દુઆ કરે છે.

દીનકર્દ કેતાબમાં સમજાવ્યું છે કે આબ તથા હવા તેમજ દૃશ્ય વસ્તુનું મુળતત્વ આતશ છે; આદમીની હસ્તિ તેમજ પોષણ અંગે છે; એને બુજવવાથી પહરેજ રહેવું જોઇએ; એને આલુદા કરે વસ્તુઓ તેમજ પ્રવાહીઓથી દુર રાખવો જોઇએ; તથા પવિત્ર ક્રિ અને ઘટતી ભક્તિઓને તીવ્ર ઉત્સાહ કિંવા બળ આપનાર તરીકે ચાહવો જોઇએ.

વળી વંદીદાદની ૮મી પરગરદમાં ખોલાસો આપ્યો છે કે જે ત પવન આતશ ઉપર મુકેલી ખુશબોદાર ચીજની બોએને પાંથરી નાખે તરફ દેવો કે જેઓ અંધારાની સુરતના દરવંદો છે તેઓને તથા તેથી જાદુગરો અને પરીઓને હોરમઝદનો આતશ હજાર ઘણા મારનાર સામે જાય છે, એટલે કે આતશ ઉંપર સુખડ, અગર, લોબાન, ઇ ખુશબોદાર વસ્તુઓ મુકયાથી તેનો સુગંધ આસપાસ પંથરાયાથી તે ન નજીસાઇ વિગેરે દુર થાય છે.

શેઠ પે. ધ. મહાલક્ષ્મીવાળા ૨૮-૧૨-૨૭નાં જામે જમ સમજાવે છે કે સુખડ, લોબાણ, અગર, વિગેરેમાંથી નીકળતો સુગંધ અ અને ભક્તિભાવવાળા વિચારોને માટે ફાયદાકારક હોઇ તેમાં કોઈ પ્રકારે થતી હરકત અને ખલલને ફાવવા દેતી નથી.

(૮)

"ધી સીક્રેટ પાવર" નામની નવલકથામાં લેડી નૉવલીસ્ટ કોરેલીએ કહ્યું છે કે માત્ર ત્રણ વસ્તુ એક પ્રજાને મોહોટી કરી શકે છે, ખોદા તરફનો પ્રેમ, ૨. મર્દોની સચ્ચાઇ, ૩. સ્ત્રીઓની પાકીજગી, ત્રં વસ્તુઓ વગર મોહોટામાં મોહોટો હયાત સુધારો નાસ પામવાનોજ, ગમે તેવું કાં તેનું બળ હોય કે ગમે તેવી તેની અમાપ દોલત હોય.

આ ત્રણે ગુણો જરથોસ્તી ધર્મ ભાર દઇને શિખાડે છે; અને જ્યાં સુધી આપણા ધર્મે શિખાડેલા અને અવશ્ય ગણેલા આ ત્રણ સદગુણો આપણે, જરથોસ્ત સાહેબના લાયક ઉંપાસકો થઇને, ચિવટાઇથી અખત્યાર કરી રાખીશું, ત્યાં સુધી આપણે ટોળો, આપણી અતિશય નાહાની સંખ્યા છતાં, એક પ્રખ્યાત પ્રજા તરીકે નામના રાખશે, એ અસંશય અને નિર્વિવાદ છે. પરંતુ જો એ ગુણો ધીલા પડવા દીધા તો પરિણામમાં પારસી નામની વિખ્યાતી માત્ર ભૂત કાળની વાત રેહેશે.

કેટલીએક મુદ્દત ઉપર મેજર મુર, કેપ્ટન લીટલની ટુકડીની લશકરી હીલચાલો નામની ચોપડીમાં, લખી ગયો છે કે મેં એક પણ પારસી ભીખારી જોયો નથી, તેમજ એક બી બુરો પેશો કરતી પારસણ જોઇ નથી, અને પતિવ્રતનો નાદર ગુણ જે દરેક દેશમાં માન પામેલો છે, તે ગુણ એશીઆ ખંડની ઓરતોમાં હિંદના પારસીઓમાં તથા ઇરાનના ગબરોમાં ખાસ હસ્તિ ધરાવે છે, અને ઇરાનના મુસલમાનોએ માહારી આગળ કબુલ કીધું છે કે જરથોસ્તી કોમ મોગલ સલતનતની સરહદમાં વસતી સર્વેથી નીતિમાન, સદગુણી, ઉદ્યોગી તથા નિર્દોષ પ્રજા છે.

મી૦ પોપે અર્દાવિરાફનામાંનો અંગ્રેજી તરજુમો ૧૮૧૬ના સાલમાં કીધો હતો, તેમાં તે લખી ગયો છે કે પારસી કોમની સ્ત્રીઓ જાહેરમાં ચાલુ આવજાવ કરે છે, છતાં પતિવ્રત પર જરા ઓળો પડવા જેવું પણ થવા દેતાં નથી અને પારકાં સાથે સેહેજ પણ છૂટનો સંબંધ રાખતાં નથી; પરિણામમાં પારસી કોમમાં એક પણ વેશ્યા નથી. એ લેખક જણાવે છે કે પારસીઓ જલદી પરણી જાય છે અને પોતાની કોમની સ્ત્રીઓની ઇજ્જત વાસ્તે ભારી માન ધરાવે છે, તેથી એઓમાં ખરાબ પેશાવાળી ઓરત એક પણ હોતી નથી.

(૯)

જરથોસ્તી ધર્મમાં ખેતીનાં કામને ઘણું અગત્યનું ગણેલું છે. વંદીદાદની ત્રીજી ફરગરદમાં જણાવ્યું છે કે જે જમીન ઉપર માણસ અનાજની, ઘાસચારાની, તથા ખોરાક આપનારાં ઝાડપાનોની સારી પેઠે ખેતી કરે, તથા પાણી વગરની જગાને પાણીવાળી કરે, અથવા (ઘણી) પાણીવાળી જગાને પાણી વગરની કરે, તે જમીન ઘણીજ ખુશાલ છે. જે

શખ્સ અનાજની ખેતી કરે છે તે ગોયા અશોઇ ખેડે છે, તે માઝદયસ્ની દીનને વધારાએ કરીને વધારે છે, તે માઝદયસ્ની દીનને આબરૂઓમાંની સો ધણી આબરૂથી, જતનોમાંની હજાર ધણી જતનથી, ઇજિસ્નેનાં કામોમાંનાં દશ હજાર કરવાથી આબાદ કરે છે.

(૧૦)

જરથોસ્તી દીનનો આ ઉમદા મુદ્રાલેખ છે કે "ઉસ્તા અહમાઇ યહમાઇ ઉસ્તા કહમાઇચીત" (ગાથા ઉસ્તવદ, હા ૪૩, ફ. ૧), યાને, સુખ તેને જેનાથી સુખ બીજાંઓને. બીજાંઓને સુખ આપવાનાં પરોપકારી કામથી જેટલો સંતોષ અને ખરૂં સુખ એક આદમી મેળવી શકે છે, તેટલાં ભાગ્યે તે બીજાં કશાંથી મેળવે છે. એજ હાના ૧૫મા ફકરામાં એક મહા ઉત્તમ સિધ્ધાંત જાહેર કીધેલો છે કે "દક્ષત ઉષ્યા તુષ્ના મઇતિશ વહિસ્તા," એટલે, એક સંતોષી વિચાર સૌથી સરસ ચીજ છે.

પાદશાહ અર્દશીર બાબેકાનની શીખામણો જે જળવાયલી છે તેમાંની એક આ છે કે ખોદાએ તને જે બક્ષેશ મુકરર કરી છે તેમાંથી લોભ કરીને કે બીજી કોશેશો કરીને તું બહાર ના જા; જે સંતોષી રહે છે તેજ તવંગર છે; લોભની ગરદન તોડજે.

કવિ ખાકાનીની આ એક સુંદર બેત છે કે—

પસ અઝ સી સાલ રૌશન શુદ બર ખાકાની ઈન માઆની
કે સુલ્તાનીસ્ત દરવીશી ઓ દરવીશીસ્ત સુલ્તાની.

યાને, ત્રીસ વર્ષના અભ્યાસ અને અનુભવ પછી ખાકાનીને આ વાત રોશન થઇ કે સુલ્તાની તે દરવીશી છે અને દરવીશી ખરી સુલ્તાની છે.

(૧૧)

એક માણુસના ગુજરવાથી તેનાં ખેશીઓ રડન કરી આંસુઓ ખેરવે છે તેની નદી બને છે, અને તે નદીના રોહમાં ગુજરેલાંનાં રવાનો તણાઇ ઝીખાઇ હેરાનગતિ પામે છે, એને મળતી માન્યતા સ્કૉટલંડના હાઈલેન્ડસવાળા મુલકમાં અગાઉ ફેલાયલી હતી. "લૅટર્સ ફ્રોમ ધી હાઇલેન્ડસ"માં મીસીસ ગ્રાન્ટ એક સ્ત્રીનો અહેવાલ આપે છે કે તે એક પ્યારા ભાઇનાં

ાહોત માટે અતિશય વિલાપ કરતી રહેવાથી એક વેળા તે ગુજરેલો ભાઇ ગીને સ્વપ્નાંમાં દેખાયો. તેનું કફન પાણીથી સદંતર તડબોળ હતું અને રદીથી તે ધ્રુજતો હતો. "અરે ઓ મૂર્ખા!" તે બોલ્યો, "તું કાંય આવા હારા ધર્મવિરૂધ્ધના અત્યંત શોકથી માહારી શાંતિને ખલલ પોહોચાડતી ો છે? કિરતારના હોકમ વિરૂધ્ધના તાહારા આવા ફિસાદ માટે તું ચાતાપ કરી નમાની બનશે નહિ, ત્યાં સુધી તાહારૂં એક એક આંસુ માહારાં ન પર પડી તેને ભીનું ને ભીનું રાખશે, અને રાત પછી રાત તાહારાં ાંસુ મને વધારે ને વધારે સરદીમાં ઠઠરતો રાખશે અને હરકત કરશે. અરે પસ્તા અને કિરતારના શુકરાના બજાવ કે ખાકી દુનિયાની સઘળી ંજાલોમાંથી હું છુટો."

(૧૨)

દીનકર્દના છઠા પુસ્તકમાં કહ્યું છે કે ભુલવું નહીં જોઇએ કે દીનની ાતેબરી પિછાન્યાથી માથ્ર ભણુવાની ઉલટ પેદા થાય છે, માથ્ર ભણુવાથી ર્મી પેશાવાળાઓનો તથા યઝદાનની આરાધનાનો વધારો થતો રહે છે, ર્મી પેશાવાળાઓનો તથા યઝદાનની આરાધનાનો વધારો થવાથી યામાંથી બદી દૂર થાય છે, અને દુન્યામાંથી બદી દૂર કર્યાથી અમર્ગી, શોગર્દ, અને રીસ્તાખીઝ થશે. ફ્રશોગર્દ અને રીસ્તાખીઝની બાબતમાં દવાન ડૉ. જીવનજી જ. મોદીએ એક ભાશણુમાં સમજાવ્યું છે કે હુનવદ ગાથાના હા ૩૦, ફ. ૯, માં કહ્યું છે કે "અત્યા તોઈ વએમ યામા યોઇ ઇમ ફ્રષેમ કેરેનઓન અહુમ" (એટલે, એ મુજબ તાહારા ઞએ, તેઓ કે જેઓ દુન્યાને તાજી બનાવે છે તેવા થઇએ), તે એક એકીન તાવે છે કે જે એકીન પ્રમાણે દુન્યાના જુદા જુદા તબક્કાઓમાં કોઈ મહા રૂષો થઇ ગયા છે જેઓ દુન્યાને તાજી કરતા ગયા છે અને તેનો વધારો ાગળ ચલાવતા આવ્યા છે. એવા દુન્યાને તાજી કરનારાઓ, તેને આગળ ચારનારાઓ, તેના સઓષ્યન્તો ગણુાયા છે. એવા સઓષ્યન્તો આગળ થઇ ા છે અને હવે પછી થશે. ઉપલા ફકરામાંના ફ્રષેમ કેરેનઓન અહુમ ઉપરથી ાપણો ફ્રશોકેરેટી અથવા ફ્રશોગર્દ શબ્દ નીકળ્યો છે. ફ્રશોકેરેટી એટલે યાને તાજું કરવાનું, આગળ અને આગળ વધારવાનું, કામ. રીસ્તાખીઝ ટલે ગુજરેલાંઓનું ઉઠવું. ડૉ. મોદીના જણાવવા મુજબ રીસ્તાખીઝ કાંઇ ઘટનો, કોઇ એક ચોકસ વખતનોજ બનાવ નથી, પણુ ચાલુ બનાવ છે.

એમ પેહેલવી લખનારાઓ પણ માનતા હતા. આ દુન્યામાં, આ જગતમાં, શારીરિક ફેરફાર ચાલુ છે. કોઇ ગુજર્યું કે નાસ પામ્યું તે હંમેશનું નાસ પામ્યું કે નીસ્તિમાં ગયું, એમ નથી. તે ફેરફારમાંથી પસાર થાય છે. જેમ શારીરિક રીસ્તાખીઝ તેમ આત્મીક રીસ્તાખીઝમાં પણ એમજ છે. એવી રીસ્તાખીઝ થતી આવી છે, ચાલુ છે, અને ચાલુ રહેશે. રીસ્તાખીઝનો ખ્યાલ આશાવંતો છે. તે ગુજરેલાંઓને માટે પણ આપણને આશાવંતાં બનાવે છે, કે તેઓ માટે કોઇ ભવિષ્ય સરજેલું છે. જો કોઈ ગુજરેલું વહાલું હક થયું હોય તો તેને માટે પણ ખુશીવંતી આશા છે કે તેના વધારા માટે કોઇ ચાલુ વધારા ને વધારાના તબક્કા છે, જે સર્વ તબક્કા જાણે તેને માટે નવી રીસ્તાખીઝો છે. જો તે ભુલેલે માર્ગે જીંદગી ગુજારી હક થયું હોય તો તેને માટે પણ આપણને આશા રહે છે કે તે પરમકૃપાળુ બાપની મેહેર અને માયા હેઠળ તેને માટે કોઇ રીસ્તાખીઝ કોઇ ફ્રશોકિરેટી છે, જેમાં તે આગળ સુધારો ને વધારો કરશે.

(૧૩)

ખોદાએ આપણને આપેલી ન્યામતો અને કીધેલી બક્ષેશો સારૂ એ સાહેબની શુક્રગુઝારી કરવાની ફરજ આપણી દીનમાં જણાવેલી છે. જસમે અવંઘહે મઝદ વાળી બંદગી, જે ઈજિશ્નેના બારમા હામાંથી લીધેલી છે અને જે આપણે ચાલુ પઢીએ છીએ તેમાં આપણે બોલીએ છીએ કે "અહુરાઈ મઝદાઈ વીસ્પા વોહૂ ચિનહમી," એટલે કે તમામ નેઆમત હોરમઝદની તરફથી (છે એમ) હું કબુલ કરૂં છું. વળી જમવાની બાજ, જે ઈજિશ્નેના ૩૭મા હાના પેહેલા ફકરામાંથી લીધી છે, તેમાં આપણે ખોદાના શુકરાના કરવા વાસ્તે બોલીએ છીએ કે "ઇથા આત યઝમઇદે અહુરેમ મઝદાંમ, યે ગાંમચા અષેમચા દાત, અપસ્ચા દાત, ઉર્વરાઓસ્ચા વંઘઉહીશ, રઓચાઓસ્ચા દાત, બૂમિમચા વીસ્પાચા વોહુ," યાને દાદાર હોરમઝદ જેણે જાનવર તથા અનાજ પેદા કીધો, તથા પાણી તથા સારાં ઓરવરો પેદા કીધાં, તથા રોશનીઓ તથા જમીન તથા (એ ઉપરાંત બીજી) તમામ નેઆમતો પેદા કીધી, (તેને) એ પ્રમાણે આ જગોએ હમો યાદ કરીએ છીએ.

પરવરદેગારે ઇન્સાન માટે બેશુમાર બક્ષેશો અને ન્યામતો જારી રાખી છે તે માટે આપણે તે સાહેબના કરજદાર તથા અહેસાનમંદ છઇએ. એ

જ તથા અહેસાન માટે ખોદાના બંદાઓએ બદેપરવરની જે બંદગી વાની તેને ફરજીઆત–ગુજારી વ સેપાસદારીનું નામ આપેલું છે. એ દગી જે ધણી અદા ન કરે તેને અવસ્તામાં તાયુશ નેમંધો તથા ઘહનેમો, યાને ફરજનો ચોર તથા નેમાજનો લુટારો કહ્યો છે.

આ સંબંધમાં હેઠળ (૩૦)મી નોંધ જુઓ.

(૧૪)

આ બાબતમાં જુઓ ઉપર આવી ગયલી આંઠમી નોંધ તથા હેઠે પેલી ૧૫મી નોંધ, તેમજ આ ચોપડીના પેહેલા ભાગની પ્રસ્તાવનાનાં નાં ૯–૧૦.

(૧૫)

પરણેલી સ્ત્રીએ પોતીકા ભર્થાર તરફ સંપૂર્ણ ચાહ અને માન ાવવાં જોઇએ તે વિષે જરથોસ્તી ધાર્મિક સાહિત્યમાં ભાર મુકીને ણાવવામાં આવ્યું છે.

જરથોસ્ત સાહેબ પોતાની નાહાની બેટી પોઉરૂચીસ્તની શાદીનાં કણે તેણીને નસીહત કહી સંભલાવે છે કે અએ હએચતઅસ્પનાં ખાન- નની પોઉરૂચીસ્તા! અએ સ્પીતમાનની ઓલાદની જરથોસ્તની કરીઓમાં જવાના દાદાર હોરમઝદે જામાસ્પ જે નેક મનશ્ની તથા સ્તીની ઉપર ફિદા થયલો, તેને તાહારા ખાવિંદ તરીકે મુકરર કીધો છે, સ્તે હવે તું તેની મસલત લેતી રહેજે, તથા સંપૂર્ણ મનસ્નીની તાહારી શીજ પાક અકલથી સારાં ડહાપણની રૂયે કામ કરતી રહેજે. જવાબમાં ઉરૂચીસ્ત કહે છે કે ખચીત તેને હું ચાહીશ; (તેની સાથની પ્રિતમાં) ારે સરસાઈ બતાવીશ (યાને, માહારો ખાવિંદ મને ચાહાશે તેનાં કરતાં હારા તરફથી વધારે ચાહ બતાવીશ). વળી પોઉરીચીસ્ત એ ટાંકણે ાતાની સખીઓને બોધ કરે છે કે જે છોકરી અશો રહીને પોતાના પિતાને, ાતાના ભર્થારને, તથા પોતાનાં માણસોને વફાદાર રહેશે, તેણીની નેક પતની મુરાદ પુરતી રીતે પાર પડશે, અને દાદાર હોરમઝદ સારી દયાનતને ાટે જાથુક ગરોથમાન બેહેસ્ત બખશશે; અને જરથોસ્ત સાહેબ પોતે એવી ાખામણ હાજર રહેલાંઓને કહી સંભળાવે છે કે "પરણતી કન્યાઓને

તથા વરરાજાઓને હું પરણુવાને ફરમાન (અથવા ઉત્તેજન) આપનાર જે નસીહતના સખુનો કહું છું તેના ઉપર ધ્યાન આપજો. દીનદાર શખ્સોની મારફતે ભણેલાં બનીને નેક મનસ્નીની જીંદગી મેળવજો, રાસ્તીથી તમો એક બીજાંને ચાહાતાં રહેજો, કે તેથી ઘરની જીંદગી બેશક સુખી થાય." (જુઓ ગાથા વહિસ્તોઇશ્ત, હા ૫૩).

અઇવીસુથ્રેમ ગેહની બંદગીમાં આપણે પઢીએ છીએ કે "નાઇરીકાંચ્ય અષઓનીમ યજમઇદે, ફ્રાયો હુમતાંમ, ફ્રાયો હુખ્તાંમ, ફ્રાયો હવરસ્તાંમ, હુશ હામ સાંસ્તાંમ, રતુક્ષથ્રામ, અષઓનીમ, યામ આરમઈતીમ સ્પેન્તનામ, યાઓસ્ચ તે ઘેનાઓ અહુરમઝદ," જેનો અર્થ એવો થાય છે કે અશો નારી જે વધારે નેક મનસ્નીવાળી, વધારે નેક ગવસ્નીવાળી, વધારે નેક કુનસ્ની-વાળી, પુરતી રીતે સારી શીખેલી, પોતાના ખાવિંદને તાબેદાર, સાચું બોલનારી, જે સ્પંદારમદ અમેશાસ્પંદને જેવી, તથા, ઓ હોરમઝદ, તાહારા જે બીજા નારી શીકળના ફિરેસ્તાઓને જેવી (એટલે એવા ગુણો ધરાવનારી) સ્ત્રીને હમો વખાણ્યે છીએ. (પાક અમેશાસ્પંદો તથા યઝદોમાં પાંચ નારી ફિરેસ્તાઓ છે, સ્પંદારમદ અમેશાસ્પંદ તથા આવાં, દીન, અરશિસ્વંગ અને આસ્તાદ યઝદો).

બુઝોર્ચેમેહેરના પેહેલવી પંદનામામાં એક સવાલ છે કે વધારે ખુશી કરનારૂં કોણ છે? તેના જવાબમાં કહ્યું છે કે એક લાયકીવાળું ફરઝંદ અને ધણીને તાબેદાર બઈરી.

ડૉ. જી. જ. મોદીએ ૭મી એપ્રીલ ૧૯૦૬ના રોઝે ઇરાની બાનુઓની બાબત ઉપર ભાશણ આપ્યું હતું, તેમાં તેવણ જણાવે છે કે જરથોસ્તીઓની આ એક ફરજ ગણાઈ છે કે તેઓએ દિવસમાં બે ત્રણ વખત બંદગી કરવી અને ખોરશેદ મેહેરની નીઆએશ પઢવી. હવે સ્ત્રીઓના સંબંધમાં એક સ્ત્રી જેણીએ પોતાનાં ઘરસંસારી કામમાં ઉદ્યોગથી મશગુલ રહેવું જોઇએ, તેણીને માટે કહે છે કે જો દિવસના ત્રણ વખત પોતાના ધણી આગળ જઇ સવાલ કરે કે તમારૂં કંઇ કામ છે જે હું કરી શકું? અને એમ સવાલ કરીને પોતાના પતિનું કામ કરે તો બસ. તેણી જો એમ કરી પોતાની ત્રણ વખતની બંદગી યા ખોરશેદ મેહેરની નીઆએશ નહિ કરે તો ચાલે. તેણીનું કામ બંદગી સમાન છે.

(૧૬)

સ્પેન્તોમદ ગાથા, હા ૪૯, ફ. ૧૧,માં જણાવ્યું છે કે ખરાબ સત્તા-વાળાં (એટલે સત્તાને આડે માર્ગે વાપરનારાં) પાપી રવાનોની હયાતી દુજો દેમાનેમાં (દરૂજના મુકામમાં, દોઝખમાં) ખરેખર હોય છે.

શાહ અર્દશીર બાબેકાનનો આ એક બોધ છે કે ભલો પાદશાહ તે કે જે દેશને આબાદ રાખે અને પોતાના બોલને પોતાના અંદરખાનેના વિચારોને મળતા રાખે, તથા જે ધીરેથી બોલનારો હોય, ડહાપણ ધરાવનારો હોય, શર્માળ હોય, અને મોહબત ભરેલા શબ્દો બોલતો હોય.

ખેતીકારોને હાકમોએ હેરાન નહીં કરવા પણ તેઓને રક્ષણ અને ઇન્સાફ આપવાની અગત વિષે શાહ અર્દશીરનો નીચલો ઉપદેશ જાણવા જોગ છે:—"હાકમની હકુમતના બચાવ માટે લશકરી બળ અવશ્ય જોઇએ; લશકર કર વેરાથીજ નીભાવાય; તમામ કર વેરા છેવટે ખેતી ઉપર પડે છે; અને ખેતી ઇન્સાફ તથા મધ્યમતા (moderation)ના આશ્રય વગર કદી બી ખીલી શકે નહીં" (જુઓ ગીબનની ડીકલાઇન ઍન્ડ ફૉલ ઑફ ધી રોમન એમ્પાયરનું પ્રકરણ આઠમું).

(૧૭)

બેહરામ યશ્તમાં ફરમાવ્યું છે કે ગાય ગોસ્પંદને વાસ્તે મેહનત કરવી જોઇએ, કારણ કે એઓ આપણા ખોરાકનો વધારો કરનારાં છે. વળી યજશ્નેના હા ૩૫, ફ. ૬, માં જણાવ્યું છે કે (અએ નર તથા નારીઓ) તમારે વાસ્તે હોરમઝદની ઇજિશને તથા આરાધના તથા ગાય ઢોરની પરવરેશ (હમો) સૌથી ઉત્તમ ગણીએ છીએ.

(૧૮)

ઇજશનેનો હા ૩૫, ફ. ૮,માં ફરમાવ્યું છે કે રાસ્તીની સરદારીમાં, રાસ્તીના અમલમાં (રહીને) હયાતી ભોગવનારાઓમાંનો કોઈ શખ્સ બેહુ દુનિયામાં સૌથી ઉત્તમ જીંદગી ગુજારવાને ચાહતો (હોય તો) તેને સખી થવું. વળી આ ચોપડીના પેહેલા ભાગની પ્રસ્તાવનાના આંઠમા પાને ફુટનોટ જુઓ.

(૧૯)

સ્પેન્દ નસ્કમાં એવી વાત લખી છે કે જરથોસ્ત સાહેબને એક માણસનું રવાન બતાવવામાં આવ્યું હતું જેના સઘળા અવ્યવોને રિબાવવામાં

આવતા હતા, શિવાય એક પગ. જરથોસ્ત સાહેબે દાદાર હોરમઝદ એનું કારણ પુછતાં, હોરમઝદ બોલ્યો કે આ માણસ દવાનોશ મુલ્કોનો રાજપતિ હતો, પણ એણે કોઈ બી વેળા ભલાઈનાં કામે નહીં હતાં, શિવાય કે એક વખત પગ વડે ગોરપંદને ઘાસ નાખ્યું હ

આપણી દીનના આધારે મીનોખેરદ કેતાબમાં કહ્યું છે કે માણસ બધાં માણસોમાં નાલાયક લેખાય છે, સબબ કે દીનમાં ժ કે પરવરદેગારે આળસુઓને વાસ્તે અનાજ પેદા નથી કર્યો, આળ આશોદાદ આપવાની નથી, એવાઓને વાસ્તે રહેવાનું મકાન આ તથા આગતાસ્વાગતા કરવાની જરૂર નથી, સબબ કે જે ખોરાક માણસ ખાય છે તે અનઘટપણા અને ગેરવાજબીપણાથી ખાય છે આળસાઇને લીધે તથા તેના ગેરવાજબી રીતે ખાવાને લીધે તેનું ખરાબ દેખાવનું અને રવાન દરવંદ થાય છે.

(૨૦)

તવારીખનવેશોનો પિતા હીરોડોટસ પોતાના નામાંકિત પેહેલા ભાગના ૧૩૬–૧૩૮મા ફકરાઓમાં કહે છે કે ઇરાની એ પાંચથી વીશ વરસની વય સુધી ત્રણ વસ્તુ અવશ્ય શીખવવામાં હતી, ૧ ઘોડેસ્વારી, ૨ ધનુષ્ય વિદ્યા (તીરંદાજી), ૩ સત્ય બોલવું બોલવાં કરવાં માટે જે કાંઇ અઘટારત કે બીનકાયદાનું હોય તે ઉ વટીકની તેઓને છુટ નહિં હતી. હીરોડોટસ ઉમેરે છે કે જુઠું ઇરાનીઓ સૌથી હિણુપસ્તિભર્યું કામ ગણતા હતા; અને એથી હિણુપસ્તિભર્યું કામ કરજ કરવાનું એઓ સમજતા હતા, કારણ કે એમ સમજતા હતા કે જે ઘણી કરજમાં દબાયલો હોય તેને જુઠું શિવાય ચારો રહેતો નથી. બેહીસ્તુનના ખીલારોકી તખ્તીવાળ લેખમાં દાર્યવુશ બાદશાહ બોધ કોતરાવી ગયો છે કે "તુવમ કા ય હય અપરમ આહી હચા દરૂગા દરશમ પતી હુયા" (તું કે જે હ બાદશાહ થાય તે જુઠાંથી પોતાને બચાવવાને તજવીજ કરજે).

(૨૧)

વંદીદાદની ૧૫મી પરગરદમાં જણાવ્યું છે કે ગુનાહોમાંનો ગુનાહ તે શખ્સો કરે છે કે જેઓ એક દીનદારને બીજી દએના (

બીજો મજહબ, ઉતરતી પંક્તિનું શિક્ષણ, શિખાડે છે, અને તેમ કરી તેને જાણીબુજીને આડે રસ્તે દોરવે છે.

(૨૨)

કવીશ્વર ફીરદોસી તુસી શાહનામામાં શેહેનશાહ નૌશીરવાન અદલ અને વિદ્વાન બુઝોર્ચેમેહેર વચ્ચે થયલા સવાલ જવાબોનું જાણવા જોગ બ્યાન આપે છે તેમાં હેઠળ પ્રમાણે આવ્યું છે:—

શેહેનશાહ નામવરે પુછ્યું કે "દાના કોણ ગણાય છે, સબબ કે અકલ તો માનવીનાં દીલમાં છુપાયલી છે?" બુઝોર્ચેમેહેરે જવાબ આપ્યો કે "તે શખ્સ જે હારીમનના ભમાવ્યાથી દુનિયાના સાહેબના માર્ગ તરફથી દીલ ફેરવતો નથી, તેમજ પોતાની બેહુંદી અકલે કોઇનો હોકમ માની લેતો નથી અને જે પોતાના જીવનોજ શત્રુ હોય છે અને પોતાની અકલનો પોતે ફાંદો બને છે. એવા સિંહનું જોર ધરાવનારા દશ હારીમનો છે કે જેઓ જાન તથા અકલને દાબેલાં રાખે છે." નોશીરવાને પુછ્યું, "એ દશ દેવો ક્યા ક્યા છે કે જેઓથી આપણી અકલને અફસોસ કરવો પડે છે?" બુઝોર્ચેમેહેરે જવાબ આપ્યો, "એક લોભ, અને બીજો ગરજ, એ બેઉ જોરાવર અને ગરદનફરાઝ દેવો છે. ત્રીજો દેવ ગુસ્સો, ચોથો અદેખાઈ, પાંચમો ઝઘડો, છઠ્ઠો કીનો, સાતમો ચુગલીખોર, આઠમો ઠગ, નવમો નાપાક દીનનો, અને દશમો દેવ તે કે જે પોતાની સાથે ભલાઇ કરનારને નિમકહરામ થાય તથા ખોદાને પિછાને નહિં." વળી એ દાનાવ વજીરે ખોલાસો કીધો કે "ઓ દાનાઇ અને તારીફ સાથના બાદશાહ! એ દશે દેવોની તલવારથી બચવા માટેનું બખ્તર તે અકલ છે. અકલથી દાના લોકનાં દીલ ને જાન રોશન રહે છે, અને જે ચીજથી દીલમાંનો દેવ બિહિક નથી રાખતો તે તો માણસનો પોતાનો બુરો સ્વભાવ છે."

આપણા મહા દાનાવ પેગમ્બર સાહેબે પોતાની પાક દીન જનલોકને સમજાવવા માંડી ત્યારે પ્રથમમાંજ એઓ શ્રીએ કુદરતનો એક અચલ કાયદો જે હાલનાં વિજ્ઞાન શાસ્ત્રમાં લૉ ઑફ પોલેરીટીનાં નામથી જાણીતો છે તેની સમજ આપવા માંડી હતી. એઓ સાહેબે કહ્યું કે ઓ મજલસીઓ! સૌથી પેહેલાં હું તમુને દુનિયાના બે મિનો વિષે જાહેર કરૂં છું, જેમાંના વધારે આબાદી કરનાર મિનો (સ્પેન્તોમઇન્યુ) એ કોતાહી કરનાર મિનો

(અંગ્રેમઇન્યુ) ને આએ પ્રમાણે કહ્યું કે નથી આપણા વિચારો, આપણી શિખામણો, આપણી અકલ, આપણા તરીકા, આપણા સખુનો, આપણાં કામ, આપણાં અંતઃકરણ, કે આપણાં રવાન, એકમેકને મળતાં આવતાં (are at one). આ બે એકેકથી ઉલટી શક્તિઓ જ્યાં સુધી દુનિયા આખર થશે ત્યાં સુધી ચાલ્યા કરશે. નેકી અને બદી, રાસ્તી અને દરૂજ, આમ દુનિયામાં ચાલતાં આવ્યાં છે. ડાહાપણવાળા શખ્સો રાસ્તી અખત્યાર કરે છે, ખરાબ દાનેશવાળા તેમ નથી કરતા. દુષ્ટ શખ્સો બુરા તરીકાને લીધે આડે માર્ગે ગયલા હોય છે.

આ બે મઇન્યુઓની બાબતનો મરહુમ પ્રોફેસર મોલ્ટન નીચલા શબ્દોમાં ઘણો સારો ખોલાસો રજુ કરે છેઃ—

"When Zarathushtra emphasizes so tremendously the gulf that yawns between the 'two tempers,' which exist together as inevitably as convex and concave in the same curve, he is simply hammering home his fundamental precept, that Right and Wrong have no concord, that compromise is impossible, and we must make our choice knowing that all eternity depends upon it."

(૨૩)

વંદીદાદ, ફર્ગર્દ ૧૦, ફકરા ૧૮માં જણાવ્યું છે કે યઓજદાઓ મશ્યાઇ અઇપિ જાંથેમ વહિસ્તા, હા યઓજદાઓ જરથુસ્ત્ર યા દએન માજદયસ્નીશ, યાને, અએ જરથુસ્ત્ર! પવિત્રાઇ, સુઘડાઈ, સફાઇથી રહેવું એ માણસને માટે પેદા થવા પછી સર્વોત્તમ વસ્તુ છે, કે જે પવિત્રાઇ, સુઘડાઈ, સફાઇ, માઝદયસ્ની દીન (નાં ફરમાનોમાં મોજુદ) છે.

શેઠ પેસ્તનજી ધ. મહાલક્ષ્મીવાળા ૨૮-૧૨-૨૭નાં જામે જમશેદમાં એક લેખમાં જણાવે છે કે દરેક પ્રકારનો મેલ આ દુનિયા કરતાં મિનોઇ જહાનોના સંબંધમાં વધારે વાંધો લેવા જોગ છે. તે નીચ પ્રકારની નેચર-સ્પીરીટસ (માણસની ઉતરતી પ્રકારની કુદરતી હસ્તીઓ)ને પોતા તરફ

ખેંચે છે. આ કારણને લીધે ખુદાઇ માર્ગે ચાલનારાઓએ દરેક બાબતમાં સ્વચ્છતા જાળવવાનું અગત્યનું છે. ખાસ કરીને હાથો અને પગોને સાફ રાખવાની જરૂર છે, કારણ કે આ છેડાઓ મારફતે અણદીઠ પ્રવાહો સહેલાઇથી બહાર પડે છે.

(૨૪)

મેહેર યસ્તમાં જણાવ્યું છે કે "ગુનેહગાર કોલ તોડનારો શખ્સ (મઇરયો મિથ્રો-દ્રુક્ષ) આખાં દેશને ખરાબ કરે છે. સો દુષ્ટ માણસોના જેટલી (તે કોલ તોડનાર આદમી) અશો માણસને હાની પોહોચાડનારો (થાય છે). અએ સ્પીતમાન! કોલ તોડતો ના, (પછી તે કોલ) (તું) બુરા માણસ સાથે કરે (અથવા) અશો હમદીન સાથે કરે (પણ તે કોલ હરગેજ તોડતો) ના, કારણ કે બુરાં માણસ સાથનો તથા રાસ્ત માણસ સાથનો, એ બેહુ સાથનો, કોલ (એક સરખો) છે."

મીથ્રેઇઝમ એન્ડ ક્રીસ્ચીએનીટી નામનાં પુસ્તકમાં મી૦ એલ. પેટરસન ડાઓડોરસના આધારે લખે છે કે એક ઇરાનીએ બીજા શખ્સના હાથ સાથે હાથ મીળાવ્યો તો તે કબુ તુટે નહિં એવા સાબૂત કોલની પુરેપુરી જામીનગીરી હતી.

મોં ફ્રાંક જણાવે છે કે પ્રાચીન કાળમાં ઇરાનીઓનો ન્યાય વખણાતો હતો; ન્યાય માત્ર બુરાં કામોથી પરહેજ રહેવામાં નથી સમાતો, પણ એઓના કાયદા રચનાર મુજબ બુરા વિચારોથી દૂર રહેવામાં, આજે એક ભલું કામ થતું હોય તો તે કાલ પર મુલતવી નહિ રાખવામાં, એક કોલ આપ્યો તો હરગેઝ તેથી પાછું નહિં ફરવામાં, હર કોઇને તેનાં કામનાં પ્રમાણમાં બદલો આપવામાં, તેમજ પશુઓ તરફ પણ ઇનસાફી વળણ ધરાવવામાં ન્યાય સમાયલો હતો.

(૨૫)

રોશની જગકર્ત્તાની ખુદ સમક્ષતાનો પ્રકાશ છે, તેનાં દૈવિક અસ્તિત્વ માંહેનું પ્રત્યક્ષ સ્ફુરણ છે, એમ મેરી કોરેલીએ "ધી યંગ ડાયના" નામની નવલકથામાં નીચલા સૂચક શબ્દોમાં સમજાવ્યું છે:—

"Moses touched the central pivot of truth in his Book of Genesis, when he wrote: 'The earth

was without form, and void; and darkness was on the deep···And God said, Let there be Light. And there was Light.' From that 'Light,' the effulgence of God's own Actual Presence and Intelligence, came the Movement which dispelled 'darkness.' Movement, once begun, shaped all that which before was 'without form' and filled all that had been 'void.' Light is the positive exhalation and pulsation of the Divine Existence—the Active Personality of an Eternal God;—Light which enters the soul and builds the body of every living organism,—therefore Light is Life."

"Light is Life, Light—and the twin portion of Light,—Fire."

"With all our advancement we have only become dimly conscious of the first vibration of the Creator's living presence. Light!—which is 'God walking in His garden,'—which is colour, sound, heat, movement—all the Divine Power in eternal radiation and luminance!—this is Life; and in this *we* live, in this we *may* live, and renew our lives,—ay, and in this we may retain youth beyond age! If we only have courage and the will to learn!"

એજ નામીચી વાર્તા લેખકે "એ રોમૅન્સ ઑફ ટુ વરલ્ડઝ"માં લખ્યું છે કે સર્વકાળથી પરમેશ્વર, યાને રોશનીનો પરમ આત્મા, હસ્તિમાં હતો, અને અનંતકાળ સુધી હસ્તિમાં રહેશે. એ ચોખ્ખા વિજળીક પ્રકાશનો એક આકાર છે.

યાહુદી પેગમ્બર મોઝીઝે ઇ.સ.પૂ. ૧૪૯૧માં ખોદાનો અવાજ પેહેલી વખત સાંભળ્યો તે એક પ્રકાશિત રોશનીમાંથી નીકળતો એણે સાંભળ્યો હતો (જુઓ એકઝોડસનું પ્રકરણ ત્રીજું).

બુનદેહેશમાં શરૂઆતમાં લખ્યું છે કે બુલંદ મરતબાનો હોરમઝદ હરવેસ્પ આગાહી અને ભલાઇને લીધે રોશનીમાં બરોબરીઆ વગરનો હતો; તે રોશની કે જેને અસરરોશની કહે છે તે હોરમઝદની જગ્યા અને મકાન છે.

હોરમઝદ યસ્તમાં દાદાર હોરમઝદનાં બે નામ વીસ્પખાથ્ર (તમામ રોશની) અને પોઉરૂખાથ્ર (પુર રોશની છે).

(૨૬)

જરથોસ્તી જશન કમિટિનાં "રાહે જરથુસ્ત્ર"ના સપટેમ્બર ૧૯૨૭ના અંકના ૧૯૫મા પાને સમજ આપી છે કે હુમત, હુખ્ત અને હવરસ્તનું અનુકરણ કરવાથી આત્માના જ્યોતિનાં દર્શન વખત આવવે (રવાન બોખ્તગી મેળવવે) થાય છે, તે વેળાએ માર્ગ એકજ છે અને તે અષોઇનો (અએવો પથાઓ યો અષહે) એ સિધ્ધાંતનો પુરાવો સ્વાનુભવે મળે છે.

(૨૭)

એક કવિએ કહ્યું છે:—

ખોદારા દર ફરાખી ખાન વ દર ઐશો આસાની,
ન ચું કારત બેજાન આયદ ખોદા અઝજાનો દેલ ખાની.

(યાને, જ્યારે ખોદાની બક્ષેશ અને સુખો તાહારા ઉપર જારી હોય, તું એશ્ન આરામ ભોગવતો હોય અને પુરો તનદરોસ્ત હોય, ત્યારે ખોદાના શુક્ર કરવા માટે તાહારે તેની બંદગી કરવી સજાવાર છે, નહીં કે જ્યારે ગળાં સુધી પાણી ભરાઇ જાય ત્યારે).

પણ હાદોખ્ત નસ્ક ઉપરથી જણાય છે કે એક આદમી અંતકાળે બી અષોઇની રાહ અખત્યાર કરીને ભક્તિ કરે તો તે ભક્તિ કાર્યગત થાય છે. એની પેહેલી પરગરદના ફ. ૧૫માં જણાવ્યું છે કે અગર કોઇ શખ્સ જીંદગીના સૌથી છેલ્લા અંતને વખતે ભલા વિચાર, ભલા સખુન,

તથા ભલાં કામ અખત્યાર કરીને, અને બુરા વિચાર, બુરા સખુન, તથા બુરાં કામ રદ કરીને, એક અષેમવોહુ પઢે તો તે એક અષેમવોહુ બુલંદ દરજ્જામાં, ખુબીમાં તથા શોભામાં તમામ ખનિરથ કેશ્વરની કિમત જેટલી છે.

પશ્ચાતાપ કરીને ખરે રસ્તે પાછું આવવાની ખુબીમાં એક કવિ કહે છે:—

બાઝ આ, બાઝ આ, હરાંચે હસ્તી બાઝ આ!
ગર કાફરો નાપાકો બુતપરસ્તી બાઝ આ!
ઈન દરગેહે મન દરગેહે નાઉમેદી નીસ્ત,
સદ બાર અગર તોબેહ શેકસ્તી બાઝ આ!

(યાને, પાછો આવ, પાછો આવ! તું કોઇબી હોય તો પણ પાછો આવ! માહારી (એટલે ખોદાની) દરગાહ નાઉમેદીની દરગાહ નથી. અગર સો વખ્ત બી તેં તોબા તોડયા હોય તોય પાછો આવ!)

(૨૮)

આ જગોએ એવું કહ્યું છે કે ગુજરેલાંઓની સજા કમી કરવા મોબેદોનાં ભણતરો નકામાં છે. પણ અગાડી "આંસુઓની નદી"નાં મથાળાં તળે એવું જણાવ્યું છે કે ગુજરેલાંઓના આત્માને કાજ બંદગી કરવી એક સારો એલાજ છે. મરહુમ મી૦ બેહેરામશા શરાફે ઉરવાનના ગુજરવા બાદ પેહેલા ચાર દહાડાની જરથોસ્તી ક્રિયાઓની મોતેબરીની ચોપડીમાં જણાવ્યું છે કે ઉરવાનના ગુજરવા બાદ ૭૨ કલાક સુધી માથ્રવાણી ભણવામાં આવે છે તે માથ્રવાણીના સ્તોતથી માથાં આગળ જે ઉરવાન મુકામ કરી રહેલું છે તેને પોતાની આખી જીંદગીની કારદાનીની (આખી જીંદગીમાં દમેદમ કાધેલા આચાર વિચાર તથા રહેણી કરણીના જુમલાની) બદ કેરદારથી જે અફસોસ થાય છે તેમાં રાહત મળે છે.

ગુજરેલાંઓના આત્માઓ માટે તેઓનાં જીવતાં ખેશી સ્નેહીઓની પ્રાર્થનાઓ તથા અત્રેથી મોકલેલા ભલા વિચારો કાર્યસાધક છે એવો વિચાર કવિ લૉર્ડ ટેનીસનનાં કાવ્ય Morte D'Arthurની નીચલી સુંદર શતરો બતાવે છે:—

I have lived my life, and that which I have done
May He within Himself make pure! but thou,

If thou shouldst never see my face again,
Pray for my soul. More things are wrought by prayer
Than this world dreams of. Wherefore let thy voice
Rise like a fountain for me night and day.
For what are men better than sheep or goats
That nourish a blind life within the brain,
If knowing God, they lift not hands of prayer
Both for themselves and those who call them friend?
For so the whole round earth is every way
Bound by gold chains about the feet of God.

'ઓય' નામની નૉવલમાં આ બાબતનું સ્પષ્ટિકરણ મેરી કારેલી નીચલા શબ્દોમાં કરે છે:—

"શું આમ માનવું અશક્ય છે કે એક ભલી નારીનાં દ્રઢ શ્રધ્ધા અને પ્રેમ, તેમનાં પ્રભાવ અને પવિત્રાઈ વડે, એક અપાત્ર શખ્સનાં ગુજર પામેલાં રૂહને ઉંડામાં ઉંડાં દોઝખમાંથી ઉંચે લાવી શકે? ખચિત હાલના વખતમાં જ્યારે સાદી રોશનીમાં, તથા અવકાશ (space)માંથી અવાજના પસાર થવામાં, કેવા અજાયબ ગુણો (properties) છે તેની શોધ આપણે મેળવતાં રહ્યાં છીએ, ત્યારે ઉમદા **વિચારનાં** કિરણો અગાધ છેટાંઓ સુધી પ્રવેશ કરે, તથા જે વહાલાંઓ આપણી પાસથી જતાં રહ્યાં છે, અને જેઓને આપણે આ જહાનમાં ચાહતાં હતાં તથા જેઓની હાલની અવસ્થા અને હસ્તિની શિકલ અત્યારે નિહાળવાને આપણને છૂટ નથી, તેઓના ઉપર ભલી અસર નિપજાવે, એ સંભવ્ય ન જ હોય એમ કેહેવું તે સાવ મૂર્ખાઇ કેહેવાય."

(૨૯)

અકેમ અકાઇ વંઘુહીમ અપીમ વંઘ હઓવે, બુરાંને બુરૂં અને ભલાંને ભલો બદલો, એ ગાથાઓમાંનું એક અમૂલ્ય વાક્ય છે, (હા ૪૩, ફ. ૫). હા ૩૦માં જણાવ્યું છે કે હોરમઝદે આ કાનુન મુકરર કીધો છે કે દુષ્ટ પાપી માણસોને માંટે લાંબા કાળ સુધીનું દુઃખ ખમવાનું અને રાસ્ત માણસોને માટે ફાયદા જેને લીધે તેઓને સુખ હોય છે. હા ૨૮માં કહ્યું છે હોરમઝદ હરેક રવાનને ભલાં, પવિત્ર અને શુધ્ધ અંતઃકરણની

મદદથી તથા સવાબનાં કામોની બરકતથી બેહેસ્ત બખશનાર છે. ૨૯મો હા જણાવે છે કે રાસ્તીના ચાલનાર, સવાબકાર, તથા નેક કરણીનાઓજ બેહેસ્ત હાંસલ કરશે; તે લોકોની નાબુદી ભરેલાં દોઝખથી છુટકારો તેઓની ખુદ નેકી તથા કરણીજ કરશે. ૩૧મો હા જણાવે છે કે હરેક જણને બેહેસ્ત મળવું તેની પોતાની સાચવટ ઉપર છે, અને હોરમઝદે બાકી બંદાઓને જાન તથા અકલ બખશ્યાં છે તે એ મતલબથી કે તેની મદદ વડે તેઓ નેકી શીખી, નેક કામો કરી, મિનોઈ જહાનની ખુબી હાંસલ કરે.

અર્દીબેહેસ્ત યશ્તમાં જાહેર કીધું છે કે "ગરો-માનેમ અહુરે હેહવાયનેમ, ગરો-માનેમ ઉરૂયો અસ્તિ અષાવઓયો. નએચીશ દ્રવતાંમ અયેને પઇતિશ ગરો-માનેમ, રવોહુ અષાયઓનેમ યિથ્રેમ અહુરેમ મઝદામ," એટલે કે, ગરોથ્માન હોરમઝદનું મુકામ છે, ગરોથ્માન અશો માણસોને વાસ્તે છે, અશોનું મુકામ ગરોથ્માન તે તરફ જવામાં, કુશાદગીમાં જાહેર રીતે હોરમઝદ તરફ (જવામાં), દુષ્ટ માણસોમાંનો કોઇ બી નથી.

(૩૦)

જરથોસ્ત પેગમ્બર સાહેબના આ ખુલ્લેખુલ્લા શબ્દો છે કે "નેમો વોહુ નેમો વહિસ્તેમ ગએથા બ્યો" (દુનિયાનાં લોકો માટે બંદગી સારી છે, બંદગી સૌથી સરસ છે). ઇજશનેના ૫૮મા હામાં કહ્યું છે કે આએ ફાયદો અને આએ ફતેહ યાને સારાં મૂળની બંદગી હમો હોરમઝદને અર્પણ કરીએ છીએ; જે બંદગી રાસ્તીની પુઠે ચાલનારી તથા ભલા વિચારની પુઠે ચાલનારી છે, તથા જે બંદગીનું મૂળ નેક વિચાર, નેક સખુન, તથા નેક કામ છે; એવી સીફતની બંદગી દેવો તથા માણસના આજારથી હમુને બચાવે! તે બંદગીને માટે હમો હમારાં માલ મીલકત તથા તન અર્પણ કરીએ છીએ.

એક ફારસી બેતમાં કહ્યું છે કે—

ઝીંદગી અઝ બરાએ બંદગીસ્ત,
ઝીંદગી બીબંદગી શરમીંદગીસ્ત.

(અર્થ: આપણી જીંદગી ખાસ બંદગી કરવા સારૂ છે: બંદગી વગરની જીંદગી શરમીંદગી છે).

(૩૧)

જે દીન, જે સંદેશ, અશો જરથુસ્ત્ર સાહેબ દાદાર હોરમઝદ તરફથી લઈ આવ્યા હતા તે આલમમાં આશકારા કરવાના એઓના અગાધ ઉત્સાહ બાબત પ્રોફેસર એ. વી. વીલ્યમ જૅકસનના ઉદ્દગારો જે એમનાં પુસ્તક "Persia Past and Present"નાં ૫૯–૬૦મા પાનામાં આવેલા છે તે અહિયાં ટાંકવાનો લોભ હું અટકાવી શકતો નથી:—

"Whatever may have been the higher civilization, or whatever there may have been of incipient culture, in Zoroaster's day, we have in his own words evidence enough of a prevailing density of superstition and of a mist of religious unbelief that hung like a pall over the benighted people whose eyes and ears he came to open and whose hearts and minds he came to illumine and enlighten. Messiahlike he appears, and the land of Iran rings with his clarion note of reform. He is born as one out of the fulness of time. He arises to revolutionize the religious thought of Iran, to stir the soul of Media and Bactria, and to form for the coming nation of Persia a creed that is to boast a Cyrus, 'the shepherd of the Lord,' and a Darius who shall give command for rebuilding the Temple of Jerusalem. The details of Zoroaster's life may be in a measure legendary, but behind them all we can see the figure of a great historic personage, whose actual existence we have no longer any reason to doubt. * * * In reading of his life we cannot help feeling that we are in the presence of a person whose character even in youthful years combines vigorous thought

with speculative imagination. It is instinctive for such spirits to act as guides. We may be certain that Zarathushtra early heard the call that spoke to his heart and made him feel an individual fitness, a peculiar consecration, for his hallowed office. His person is sanctified; his bearing is that of one who is to receive a weighty charge."

દાદાર હોરમઝદ તરફથી તેના અત્યંત ઉત્સુક દૂત અશો જરથોસ્ત મનુષ્યની રેહબરી માટે જે ઉત્કૃષ્ટ મહઝબ લઈ આવ્યા હતા તેનો છાપ, તેનું પાળણ, વખત જતાં ઘણાએક સંજોગોનાં કારણે જનસમૂહનાં હૈયડાંમાં ઝાંખાં પડી ગયાં હતાં. "સાતમી પાદશાહાત" નામના ગ્રંથમાં તવારીખનવેશ રોલીન્સન જણાવે છે કે અર્દશીર બાબેકાનના અમલ પહેલાં જરથોસ્તનાં શિક્ષણો વિસરાતાં ચાલ્યાં હતાં, અને એ મહા જ્ઞાનીનાં નામે જણાયલાં પાક લખાણો જે બહુ પુરાતન કાળથી ઉતરી આવેલાં હતાં તે અગર પુસ્તકના આકારમાં નહીં તોય કેટલાક ઈમાનીઓ જેઓ પોતાની પુરાણી દીનને ચોંટી રહ્યા હતા તેમની યાદદાસ્તમાં સચવાઇ રહેલાં હતાં, પરંતુ પશ્ચિમ એશીઆની પ્રજાના મોહોટા ભાગનાં અંતઃકરણોને તે બાંધી લેતાં અટકયાં હતાં. પશ્ચિમ એશીઆ એક ઉકળતી દેગ જેવું બની ગયું હતું કે જેમાં સબેઈઝમ (આકાશી સેતારાઓની પુજા), માજીઇઝમ, ઝોરાસ્ટ્રીએનીઝમ, ગ્રીક અનેકદેવમત, ટેરેફીમ (કુટુંબ દેવતા યા મૂર્તિ) પુજા, જુદેઇઝમ (યાહુદી પંથ), ખાલ્ડી માર્મિક મત, ક્રીસ્ચીએનીટી, એવા એવા વિપરીત, જુના અને નવા, તર્કશક્તિને અનુકુલ કે પ્રતિકુલ, પંથોનું મિશ્રણ થઇ રહ્યું હતું. આ તરેહની અવ્યવસ્થામાંથી વ્યવસ્થા ઉપજાવવા અને બેહદ ભિન્નતામાંથી ધર્મની સંપૂર્ણ એકતા રચવાનું ખાસ કામ સાસાની શાહ અર્દશીરે પોતાને સોંપાયલું ધારી લીધું હતું, અને ઘણે અંશે પાર ઉતાર્યું હતું.

એ દીનદાર પાદશાહે પોતાનાં મરણ અગાઉ શાહઝાદા શાહપુરને જે ઉમદા નસીહતો કીધી હતી, તેમાં એણે એક ઉપદેશ એવો કીધો હતો કે અય બેટા, અગર તું બુરા દહાડામાંથી બચવા માંગતો હોય તો આપણી ભલી દીનની અને તેમાં સમાયલાં ડહાપણની જાળવણી રાખતો રહેજે; દીન અને પાદશાહી એકેકમાં એવાં ભેળાઇ જાય છે કે ગોયા બન્નેએ એકજ

ચાદર ઓઢી છે; પાદશાહી તખ્ત વગર દીન કાયમ રહી નથી શકતી, તેમજ દીન વગર પાદશાહીની પાયદારી નથી.

આરબોના હાથે સાસાનીઅન શેહેનશાહાતનો ઈ. સ. ૬૫૧માં કમનસીબે અંત આવતાં હવે પારસી પાદશાહી રહી નથી, અને આપણી પાદશાહી જતાં આપણી દીનને અને આપણી કોમને ખચિત ખમવું પડયું છે. પણ ખુદાના હજારો હજાર શુક્ર છે કે હવે યુરોપ અને અમેરીકામાં આપણા ધર્મ તરફ સારૂં ધ્યાન ખેંચાઇ રહ્યું છે, એટલુંજ નહીં પણ આપણા ધર્મની અસલ ભૂમિ ઇરાનમાં વતીક ઘણી ઉલટ અને જાગૃતિ પેદા થઇ છે. મહાન પેગમ્બર જરથોસ્ત સાહેબે આપેલાં બીનહરીફ નૈતિક શિક્ષણ અને તેમનાં અપ્રતિમ સિધ્ધાંતો ચાલુ ફારસી જબાનમાં રજુ થતાંની સાથે ઇરાન અને તેની બોરદુના મુલ્કોમાં નવા પ્રકારની જાગૃતિ ફેલાઇ છે, જે સંબંધમાં ઇરાનના કેબીનેટ મીનીસ્ટર અને તેહેરાનની અંજુમનના સરનશીન અરબાબ કયખુશરો શાહરોખ જણાવે છે કે થોડુંક થયું જરથોસ્તી ધર્મ ઉપર પડેલાં અજવાળાંથી અને ખાસ કરીને ફારસી ભાષા સમજતી પ્રજાઓ સન્મુખ જરથોસ્તી ધાર્મિક સિધ્ધાંતોનું રહસ્ય રજુ થવાથી આખી ઇરાની પ્રજા શું જરથોસ્તી કે શું મોસ્લેમ અને બીજી કોમોના આલા અને અદનામાં જરથોસ્ત સાહેબની પ્રૌઢતા અને તેઓનાં શિક્ષણોની બુલંદી રોજીંદી ચરવાતી બાબત થઈ પડી છે; અને સઘળાઓ એક અવાજે સ્વીકારે છે કે ઇરાનની કીર્તિ તેની અસલની તવારીખનેજ આભારી છે. અને તે ઝલકતી કીર્તિ અને તેનાં ગૌરવનાં મૂળ ઇરાને પેદા કરેલા બુઝર્ગતરીન હઝરત જરથોસ્તના ધાર્મિક ઉપદેશમાંજ સમાયલાં હતાં. વળી ઉરૂમીઆ જેવા ઇરાનના દૂર પડેલા કસ્બામાંથી, તેમજ કરબલા જેવા મોસ્લેમ હજના મથકથી, જ્ઞાની ઇસ્લામી હાજીઓ, શિક્ષકો, વિગેરે, તરફથી મુબઇની ઇરાની જરથોસ્તી અંજુમન ઉપર જરથોસ્તી મહઝબ માંહેલાં નીતિવચનની તારીફના અને ગાથાની ફારસી કેતાબની માંગણીનાં પત્રો આવે છે, જે એ ધર્મનું જ્ઞાન મેળવવાની અને ફેલવવાની નવી પેદા થયલી ઉલટ દેખાડે છે. (જુઓ મુંબાઈનાં કયસરે હિંદ પત્રનો તા. ૨૭-૫-૨૮નો અંક).

સમાપ્ત.

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ | પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૬૦ | ૮૦ | ૩૪ | ૧૮ | કપાળુ | કૃપાળુ |
| ૧૪ | ૪ | સેકામાં | સૈકામાં | ૩૫ | ૨૦ | મલ્યું | મળ્યું |
| ,, | ૨૭ | આપે | આપી | ૩૬ | ૬ | પરઃદુખ | પરદુઃખ |
| ૧૮ | ૧૭ | ગમ. | ગમ, | ૩૭ | ૧૦ | બહેસ્તનાં | બહેસ્તના |
| ,, | ૧૮ | ઝમઝમ | ઝમઝમ. | ૩૯ | ૧૧ | હાલમ | હાલમાં |
| ૨૨ | ૧૮ | બચ્યાં | બચ્ચાં | ૪૯ | ૫ | ખસુસ | ખસુસ. |
| ,, | ૨૦ | બખ્તાવર? | બખ્તાવર?" | ૭૩ | ૧૮ | પ્રસાદ | પ્રસાદ. |
| ૨૫ | ૧૯ | ચદ્ર | ચંદ્ર | ૭૪ | ૨૮ | ક | કે |
| ૨૬ | ૨૦ | ધણા | ધણાં | ૮૩ | ૧ | બેસ | બેસે |



આ ચોપડી, ઇન્ડસ્ટ્રીયલ પ્રેસ, નંબર ૭૫, હમમ સ્ટ્રીટ, કોટ,
મુંબઈ મધ્યે, પીરોજશા બરજોરજી પાવરીએ છાપી છે અને
જેહાંગીર બરજોરજી સંજાણા, બી. એ., એ નંબર ૬૬૬,
પારસી કૉલોની, દાદર મધ્યે પ્રગટ કરી છે.